# બાળ ભજન સંગ્રહ

## ભાગ ૧ લો

[ પ્રાથમિક શાળા માટે. ]



# બાળભજનસંગ્રહ.

## ભાગ ૧ લો.

(પ્રાથમિક શાળા સારૂ.)

સંગ્રહકર્તા:—

ચંદુલાલ કાશીરામ દવે,

મુખ્ય શિક્ષક, વનિતા વિશ્રામ.

અને

ગોવિંદરામ બાળાશંકર ઠાકર,

શિક્ષક, નવી ગુજરાતી શાળા.

પ્રકાશક:—

ગોવિંદરામ બાળાશંકર ઠાકર,

શિક્ષક, નવી ગુજરાતી શાળા—અમદાવાદ.

પ્રથમાવૃત્તિ.
પ્રત ૧૦૦૦.



સંવત ૧૯૭૯.

કિંમત ૫ આના.

# નિવેદન



ગુજરાતી, હિન્દી અને સંસ્કૃત ભાષામાં ભજનો અને સ્તોત્રોના અનેક સંગ્રહો થએલા છે. પરંતુ બાળકોને ઉપયોગી નીવડે એ દૃષ્ટિથી એક પણ સારો સંગ્રહ થએલો જોવામાં આવ્યો નથી. અમારી શાળામાં ધર્મશિક્ષણને અંગે હમેશાં પ્રાર્થના થાય છે એ ઉપરથી અમને પોતાને આવા પ્રકારના સંગ્રહની ખોટ જણાયલી; અને તેથી કેટલાક વખતથી અમે ભજનોની ચૂંટણી અમારી પોતાની શાળાઓને માટે કરવા માંડેલી. હાલમાં રાષ્ટ્રીય ચળવળને લીધે અનેક શાળાઓ રાષ્ટ્રીય થઇ છે અને કેટલીક શાળાઓમાં પ્રાર્થના કરવાની પ્રથા શરૂ થઇ છે. પ્રાર્થનાને આ પ્રમાણે મળેલા મહત્ત્વથી પ્રેરાઈ અમે આ સંગ્રહને બની શકે તેટલો સારો કરવાનો પ્રયત્ન કર્યો છે.

નાનાં બાળકોથી માંડીને માધ્યમિક ઉપલા ધોરણમાં શીખતાં બાળકોને ઉપયોગી નીવડે તે પ્રકારે પ્રાર્થના, ભજનો અને સ્તોત્રોની ચૂંટણી કરેલી છે અને સંગ્રહને બે વિભાગમાં વહેંચી નાંખ્યો છે. પ્રથમ વિભાગ પ્રાથમિક શાળા સારૂ અને દ્વિતીય વિભાગ માધ્યમિક શાળા સારૂ યોજેલો છે. ચૂંટણી કરવામાં બની શકયા તેટલા બધા ભજનસંગ્રહોનો ઉપયોગ કરેલો છે. ઉચ્ચ ભાવનાળાં કેટલાંક રાષ્ટ્રગીતો પણ દાખલ કર્યા છે.

ચૂંટણી અને પ્રસિદ્ધિના કાર્યમાં અમારા મિત્ર ભાઇ ભોગીલાલ ત્રિભુવન ઠાકરે અને ભજનોના રાગ અને તા' નક્કી કરવામાં વનિતવિશ્રામના સંગીતશાસ્ત્રી રા. ગોવિંદપ્રસાદ ગોપાલપ્રસાદ પાંડેએ કિંમતી મદદ આપી છે. સત્યાગ્રહાશ્રમના રાષ્ટ્રીય વિદ્યામંદિરના આચાર્ય ભાઇ શ્રી દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકરે અનેક ભારે વ્યવસાયો છતાં આ પુસ્તકની પ્રસ્તાવના લખવા શ્રમ લીધો છે. આ બધા ભાઇઓના અમે અત્યંત આભારી છીએ.

અમદાવાદ.
દેવદિવાળી સં. ૧૯૭૯

ચંદુલાલ કાશીરામ દવે
મુખ્ય શિક્ષક, વનિતાવિશ્રામ.
ગોવિંદરામ બાળાશંકર ઠાકર
શિક્ષક, નવી ગુજરાતી શાળા.



# પ્રસ્તાવના.



બાળકોને મરચાંનો સ્વાદ કેળવવો પડે છે; મધ કે ખાંડનો સ્વાદ કેળવવો પડતો નથી. પ્રેમભક્તિથી તરબોળ થએલાં શ્રવણમનોહર કાવ્યો વિષે અભિરુચિ સમાજમાં કેળવવાની જરૂર ન જ હોય. વિષય-સેવન જેણે છોડયું નથી તેવા માણસને પણ પ્રેમભક્તિનાં કાવ્યો અપૂર્વ આનંદ દે છે. કાવ્યમાત્ર હૃદયનો સ્વાદિષ્ટ અને પૌષ્ટિક ખોરાક છે. તેમાં પ્રભુભક્તિ અને બન્ધુપ્રેમનો જો ઉમેરો થાય, તો તે અમૃતની કોટીએ જ પહોંચે છે. એનો સ્વાદ સ્વાભાવિક જ હોય. પણ તે સ્વાભાવિક રસ વિષે પણ સમાજમાં અરુચિ દેખાય છે, એનું કારણ આપણા જીવનની વિકૃતિ એજ છે. અફીણી માણસને અફીણ સિવાય બીજું બધું નિરસ લાગે છે. આપણને દુનિયાદારી બહારની બધી જ વસ્તુઓ નિરર્થક અને ભારરૂપ લાગવા માંડી છે.

હાલના ' પ્રગતિ ' ના યુગમાં માયાનો વિસ્તાર વધતો જ જાય છે, અને તેટલે દરજ્જે આપણે વધારે ને વધારે પ્રભુવિમુખ થતા જઇએ છીએ. કુટુંબનો મોહ તો ધાર્મિક જીવનમાં ઘણીવાર અંતરાયરૂપ થાય છે. હવે તેની મદદમાં જાત્યભિમાન, વર્ણાભિમાન અને દેશાભિમાન આવી પહોંચ્યાં છે; અને તેથી મોક્ષનો માર્ગ-શાન્ત અને સમાધાનનો માર્ગ-વધારે ને વધારે વિકટ થતો જાય છે, અને તેથી કેળવણીમાં ભક્તિને અભિમાન જેટલું સ્થાન પણ મળતું નથી. દેશાભિમાનમાં રાષ્ટ્રીયતા જડે છે પણ દેશભક્તિ, રાષ્ટ્રીય જીવન વિષે ભક્તિ, પ્રભુભક્તિ, વગેરે વિષયો રાષ્ટ્રીયતામાં અંતરાયરૂપ ગણવામાં આવે છે. ધર્મ એ

રાષ્ટ્રીયતામાં વિઘ્નરૂપ પદાર્થ છે, એમ છડેચોક કહેનારાઓ પણ આ ધર્મભૂમિમાં નીકળ્યા હતા.

ધર્મમાંજ રાષ્ટ્રીયતા રહેલી છે, ધર્મ એજ સમાજનું બળ છે, એ શ્રદ્ધાથી કામ કરનારાઓનું નેતૃત્વ જ્યારથી ગાંધીજીએ સ્વીકાર્યું, ત્યારથી સમાજ પોતાની ભૂલ જોતો થયો છે. અને હવે નવી રાષ્ટ્રભક્તિ ધર્મમૂલક અને ધર્મ-પ્રાણ થવા લાગી છે.

દેશસેવાને અર્થે સ્થાપન કરેલા સત્યાગ્રહાશ્રમમાં સવારે અને સાંજે પ્રાર્થના થાય છે પણ તેમાં પ્રભુભક્તિ અને વૈરાગ્યનેજ પ્રાધાન્ય મળે છે. દિવસરાત્ર એક માત્ર દેશાભિ-માનનીજ વાતો નથી આવતી એમ એનું લોકોને પ્રથમ પ્રથમ બહુજ આશ્ચર્ય લાગતું. હવે લોકો અર્થાત્ કેટલાક લોકો એનું મહત્ત્વ સમજતા થયા છે. ધાર્મિકતા એજ સાચી રાષ્ટ્રીયતા છે એ હવે લોકો સ્વીકારે છે.

‘ **सा विद्या या विमुक्तये** ’ એ આદર્શ જ્યારે વિદ્યાપીઠે સ્વીકાર્યો, ત્યારે તેનો પરનો ધાર્મિક અર્થ સ્વીકારતાં કેટ-લાક ભાઇઓને ભારે મહેનત પડી હતી. અને રાષ્ટ્રીય શાળાઓમાં ધાર્મિક કેળવણીને પ્રધાન સ્થાન હોય એ મહાત્માજીનો આગ્રહનો સિદ્ધાંત પણ ફળદ્રૂપ ન થયો પણ હવે એક બે વર્ષની આત્મશુદ્ધિ પછી રાષ્ટ્રીય શાળાઓમાં પણ ધાર્મિક શિક્ષણ વગર ચાલે નહિ. ચારિત્ર અને નિશ્ચ-યનું બળ ધર્મ મારફતેજ આવી શકે, ધર્મ મારફતેજ પ્રજા સાથેનો આપણો સંબંધ દૃઢ થઇ શકે. એમ લોકો સમ-જતા થયા છે. આવી સ્થિતિમાં જુનાં અને નવા ભજનો અને પ્રાર્થનાનો સંગ્રહ અત્યંત જરૂરી અને ઉપયુક્ત નિવ-ડ્યાનોજ. જુનાં ગીતો એટલે અનેક જમાનાનાં પસંદગીથી

લોકમાન્ય થએલાં કાવ્યરત્નો. તેમાં પ્રજાનો પ્રાણ સ્ફુરે છે. માતાના ધાવણની પેઠે વગર આયાસે સમાજને તે પચી જાય છે, એ દૃષ્ટિએ રાષ્ટ્રીય કેળવણીમાં તેમનું મહત્ત્વ સૌથી વધારે છે. નવાં પદોમાં ચાલુ જમાનાની આકાંક્ષાઓનું પ્રતિબિંબ હોઈ તે રીતે તેમનું આકર્ષણ વધારે હોય છે.

શિક્ષકના ચારિત્રની અસર એજ સાચું ધાર્મિક શિક્ષણ છે અને તેટલુંજ બસ થવું જોઈએ એ એક પક્ષ છે અને આદર્શમાં તે બરાબર પણ છે. કેટલા શિક્ષકો એવો ચારિત્ર પ્રભાવ બતાવી શકે ? જે પોતાની પાસે ન હોય તેને માટે બાળકોને પ્રાચીન રાષ્ટ્રપૂજ્યવિભૂતિ કવિઓ અને ગ્રંથો પાસે લઇ જવાં એ એકજ ઉપાય છે.

ધાર્મિક શિક્ષણમાં વિશિષ્ટ ધર્મ, વિશિષ્ટ ઉપાસ્ય અને વિશિષ્ટ પંથની આભડછેટ રાખવાનું કશું કારણ નથી. સામાન્ય શિક્ષણમાં જેમ આપણે અનેક સમાજનાં અને અનેક આદર્શનાં ચિત્રોનું અધ્યયન કરીએ છીએ તેમ ધાર્મિક શિક્ષણમાં પણ હોવું જોઇએ. મારા ધર્મથી જુદા ધર્મવિચારો કે માન્યતાઓ હું સાંભળુંજ નહિ એવી વૃત્તિમાં અધાર્મિકતા અને પ્રભુદ્રોહ રહેલો છે. ધાર્મિક શિક્ષણમાં સાચી ધર્મવૃત્તિ અને અમર્યાદ પ્રેમ અને પ્રાવિણ્ય છે કે નહિ એજ મુખ્યત્વે જોવું જોઇએ.

ધાર્મિક શિક્ષણમાં ઉચ્ચ સાહિત્ય, શુદ્ધ સંગીત અને સંયમપ્રધાન કલા હોવાં જોઇએ. સંગીત સાથે ધુપ, દીપ, રંગવલ્લી ( સાથીઆ ), પત્રપુષ્પ, વગેરે પૂજાના પ્રકાર પણ હોવા જોઇએ. જ્યાં અનેકધર્મી અને અનેકપંથી વિદ્યાર્થીઓ એકત્ર ભણતા હોય ત્યાં તીર્થ અને નૈવેદ્યની

પ્રથા વગર ચલાવવું જોઇએ. પૂજામાં મૂર્તિને બદલે ગ્રંથની પૂજા શરૂ કરીએ તો વિશેષ અનુકૂળ પડે. ભિન્ન ધર્મ અને પંથના ધર્મગ્રન્થનું પંચાયતન ગોઠવતાં પણ અગવડ નહિ આવે.

મંત્રો, શ્લોકો કે ગીતો ભણાવતી વખતે ઉચ્ચાર અને રાગની શુદ્ધતા જાળવવામાં જેટલી મહેનત લેવાય તેટલી ઓછી છે. આ બાબતની બેદરકારી એ તો એક કલંકરૂપજ ગણવી જોઇએ. વાણીશુદ્ધિ એ પણ ધાર્મિકતાનું એક આવશ્યક અંગ છે. જુનાં ગીતોમાં સ્વચ્છ ભાવ સાથે કેટલીક વખતે અસ્વચ્છ ઉપમાઓ અથવા શબ્દપ્રયોગો આવેલાં હોય છે. સામાજિક દષ્ટિએ શ્રદ્ધાભક્તિથી તે નિભાવી લેવાય પણ શિક્ષણક્રમમાં આદર્શની જેટલી શુદ્ધતા રાખીએ તેટલી ઓછી.

ધાર્મિક સાહિત્યમાં દરેક વસ્તુનો અર્થ અને અભિપ્રાય આપણે બાળકોને આપી શકતા નથી, પણ તેથી કાંઈ નુકશાન નથી. બાળપણમાં મોઢે કરેલું ધર્મ ગીત એ ધર્મ બીજનું વાવેતર છે. બરાબર ઉછેર થાય તો યથાકાલે તે ઉગ્યા વિના રહેજ નહિ અધર્મ કરતાં ધર્મનું બીજ વધારે પ્રબળ હોય છે એટલી શ્રદ્ધા ધર્મશિક્ષકે કેળવવી જોઇએ. ધાર્મિક શિક્ષણમાં વિદ્યાર્થીઓની સ્વાભાવિક પ્રસન્નતા કચડાઇ જાય એવી અતિશયતા જુદા ન થાય એની સંભાળ લેવી જોઇએ. સાથે સાથે એ પણ ધ્યાનમાં રાખવું જોઇએ કે બાળકોની દુર્બળતાને પ્રેમને નામે પંપાળવું એ ધર્મનું કામ નથી.

દત્તાત્રેય બાળકૃષ્ણ કાલેલકર

# અનુક્રમણિકા.

# હિંદી કઠણ શબ્દના અર્થ.

અધાત=તૃપ્ત થવું.

અમિત=બેહદ

આજાનુ=ઘુંટણુ સુધી.

આલ જાલ=ગમે તેવું

ઉબાર=ઉગાર, ઉદ્ધાર

કંજારૂણુમ=રાતા કમળ સરી'

કંદર્પ=કામદેવ.

ગાર=કસમ.

ચકઇ=ચક્રવાકી

જાર=જાળ, બાળ

ટારી=જવા દીધી.

ઠાડો=ઉભો.

તડિત=વીજળી.

દુલારી=પુત્રી

નખવિદાર=નખથી ચીરીને

નરતનુ=માનવદેહ.

નવકંજ=ખીલેલું કમળ

નિહાર=નિહાળ, જો

નૌમિ=નમું

પચહારી=પરિશ્રમથી થાકેલી

પટ્ટપીત=પીળું વસ્ત્ર

પયદા=પગે

પલખ=આંખનું બંધ થઇ ઉઘડવું તે

પાત=પાંદડાં

પંછી=પંખી

બાબા=પિતા

બેર=સમય

બંચક=કપટી

ભેખ=રૂપ

મઝારી=માંહી

મોકો=મને

રિસાય=ક્રોધ કરીને

સાગ=શાક

સાધ=સાધુ, પવિત્ર પુરૂષ

સેત=સેતુ



# શુદ્ધિપત્ર.

| પૃષ્ટ. | લીટી. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૬ | ૭ | વસંતતિલકા વૃત્ત | ભુજંગી |
| ૧૩ | ૧૭ | કટ | ઝટ |
| ૧૮ | ૧૨ | પ્રેમપુષ્પ અંજલિ | પ્રેમપુષ્પઅંજલિ |
| ૨૮ | ૧૨ | સુધારો. | સુધરો. |
| ૨૯ | ૧૧ | સ્વામી ? | સ્વામી ! |
| ૩૧ | ૧૬ | પછડયો. | પછાડયો. |
| ૩૨ | ૨ | બાદ્ધ | બૌદ્ધ. |
| ૩૭ | ૫ | ષેશાસ્ત્રો | ષટ્શાસ્ત્રો. |
| ૩૮ | ૮ | ન્ચવ્યાકાંક્ષા | ન્દ્રવ્યાકાંક્ષા. |
| ૪૩ | ૭ | લેશે ? | સ્હેશે ? |
| ૪૬ | ૭ | ખાવા ? | ખાવા ! |
| ૫૧ | ૯ | નાસાગ્ર. | નાસાગ્રે. |
| ૫૫ | ૨ | ાહંદી. | હિંદી. |
| ૫૭ | ૭ | તારી. | ટારી. |
| ૫૮ | ૪ | વકે | ધ્રુવકે. |
| ૬૮ | ૧૭ | भंवभयहरं | भवभयहरं |
| ” | ” | सर्वलोककनाथ | सर्वलोकैकनाथं |
| ૭૪ | ૧૩ | સે | સેવા. |

| | | | |
|---|---|---|---|
| ૭૫ | ૨ | અય. | અયિ. |
| ” | ” | માતૃ ભૂમિ | માતૃભૂમિ |
| ” | ૧૬ | તરેહી | તેરેહી |
| ૭૭ | ૧૧ | ઝળળળ | ઝળળળ |
| ૭૮ | ૧૨ | અણુહિલ્લવાડ | અન્હિલ્લવાડ |
| ૭૯ | ૧૮ | વન્હે | બન્હે |



# ગુજરાતી.



## બાળપ્રાર્થના.



( દોહરો. )

ઓ પ્રભુ, તું છે જગતનો,
એક જ સરજનહાર;
અંતરથી તુજને નમું,
હે શુભ મતિ દાતાર !

—કૃષ્ણપ્રસાદ.



## ઇશ્વરપ્રાર્થના.



( દોહરો. )

ઓ ઇશ્વર ભજીએ તને,
મોટું છે તુજ નામ;
ગુણ તારા નીત ગાઇએ,
થાય અમારાં કામ. ૧

હેત લાવી હસાવ તું,
સદા રાખ દીલ સાફ;
ભૂલ કદી કરીએ અમે,
તો પ્રભુ કરજે માફ. ૨

—વાચનમાળામાંથી.



## ઇશ્વરપ્રાર્થના.



( દોહરો. )

ઓ ઇશ્વર તું એક છે, સરજ્યો તેં સંસાર;
પૃથ્વી પાણી પર્વતો, તેં કીધાં તૈયાર. ૧

તારા સારા શોભિતા, સૂરજ ને વળી સોમ;

તે તો સઘળાં તેં રચ્યાં, જબરૂં તારૂં જોમ. ૨
અમને અદકાં જ્ઞાનગુણ, તેનો તું દાતાર;
ભૂલે પાપી પ્રાણીઓ, એ તારો ઉપકાર. ૩
કાપ ક્લેશ કંકાસને, કાપ પાપ પરિતાપ;
કાપ કુમતિ કરૂણા કરી, કાપ કષ્ટ સુખ આપ. ૪

—કવિ દલપતરામ.



## આલોચના.



( રાગ-સારગ )

ઇશ્વરની પાસેથી માગી હું લઉં માગી હું લઉં;
આળસથી આઘીને આઘી હું રહું આઘી હું રહું. ૧
કામ બધાં કરવામાં હોંસીલી થાઉં હોંસીલી થાઉં;
ભણવામાં સૌથી આગળ હું જાઉં આગળ હું જાઉં. ૨
બીજાંને પહેલું આપીને ખાઉં આપીને ખાઉં;
કોઈને કદાપિ હું કડવું ન કહું કડવું ન કહું. ૩
ભજન પ્રભુનાં હું નાચીને ગાઉં નાચીને ગાઉં;
રીઝો પ્રભુને બીજાઓ સહુ બીજાઓ સહુ. ૪



## ઇશ્વરનું ભજન.



( પદ. કાફી-ધનાશ્રી. )

વીસરૂં નહિ પ્રભુ નામ, કદી હું વીસરૂં નહિ પ્રભુ નામઃ—ટેક.

ચંદ્ર સૂરજ ને અગણિત તારા,
કર્યા ઉજાસને કામ— —કદી હું ૧

બહુ ઉપયોગી આપી હવા તેં,
બેસે નહિ કંઈ દામ. —કદી હું. ૨

અન્ન દીએ છે વરસાદથી,
પાળે જીવ તમામ. —કદી હું. ૩

ગાય ભેંસને દૂધ દહીં દેવા,
સરજાવી સૌ ઠામ. —કદી હું. ૪

ઝાડ પાન ફૂળ ફૂલ બનાવ્યાં,
આંબો ગુલાબ બદામ. —કદી હું. ૫

દયા કરી સેવકને આપો,
બહુ વિદ્યા સુખ હામ. —કદી હું. ૬

—વાચનમાળામાંથી.



## પ્રાર્થના.



( ભુજંગી. )

પ્રણેતા પ્રભુ વિશ્વના એક આપ,
સહુ પ્રાણીના છો કૃપાવન્ત બાપ;
અમો રંકને ભૂલમાંથી બચાવો,
સદા અંતરે આપની યાદી લાવો. ૧
કરૂં આપની કીર્તિનું સત્ય ગાન,
ધરૂં આપની મૂર્તિનું નિત્ય ધ્યાન;
પ્રભુ વાળજો સત્ય માર્ગે સદાય,
નમી પ્રાર્થના એટલી બાળ ગાય. ૨

—કૃષ્ણપ્રસાદ.

## પ્રભુને નમસ્કાર.



( રાગ—બીલાવર. તાલ—દાદરા. )

પ્રભુ તને સદા સદા ખુશી થઇ નમું નમું;
ફરૂં ફરૂં હમેશ હું તને જ કેમ વીસરૂં. પ્રભુ. ટેક.

જમીન પાણી વાયરો, વનસ્પતિ જનાવરો;
અનાજ ઘાસ તેં કર્યાં, અનેક રંગ આદર્યાં. પ્રભુ. ૧
સુખી થવા કર્યું સહુ, ભલો ન કેમ થાઉં હું;
ભૂલોની માફ માગી હું તને સદા નમું નમું. પ્રભુ. ૨



## વિભુવંદન.



( વસંતતિલકા વૃત્ત. )

તમે છો પ્રભુ અન્નદાતા અમારા,
તમે છો પ્રભુ સર્વથી શ્રેષ્ઠ સારા;
તમે છો અમારાં પ્રભુ માને બાપ,
અમે દંડવત વંદીએ વિશ્વનાથ! ૧
તમારી સ્તુતિ વેદશાસ્ત્રે વખાણી,
વિરામી મુનિયોતણી વૃત્તિ વાણી;
જગાધીશ તારા ગુણો છે અમાપ,
અમે દંડવત્ વંદીએ વિશ્વનાથ! ૨



# દયાળુ પ્રભુ, સૌનું કરો કલ્યાણ



( રાગ—ધનાશ્રી. )

સૌનું કરો કલ્યાણ, દયાળુ પ્રભુ, સૌનું કરો કલ્યાણ. ટેક
નરનારી પશુ પંખીની સાથે ( ૨ )
જંતુ જીવ તમામ. દયાળુ પ્રભુ૦ ૧
જગના વાસી સૌ સુખ મહાલે ( ૨ )
આનંદ આઠો જામ. દયાળુ પ્રભુ૦ ૨
દુનીઆમાં દરદ દુકાળ પડે નહિ ( ૨ )
લડે નહિ કોઇ ગામ. દયાળુ પ્રભુ૦ ૩
સર્વે જગે સુખકારી વર્ષે ને ( ૨ )
વળી વધે ધન ધાન્ય. દયાળુ પ્રભુ૦ ૪
કોઇ કોઇનું બુરૂં ન ઇચ્છે ( ૨ )
સરવે જોય સમાન. દયાળુ પ્રભુ૦ ૫
પોતે પોતાના ધર્મ પ્રમાણે ( ૨ )
સર્વ ભજે ભગવાન. દયાળુ પ્રભુ૦ ૬



## રામસ્તવન.



( પદ. રાગ–ભૈરવી. )

ઘટ ઘટમાં તૂં રામ.

રામ ઉપજાવે, રામ બચાવે:
મારે તે પણ રામ–રામ રામ રે—ઘટ ઘટમાં૦
રામ સુમતિ દે, રામ કિરતી દે;
દે મુક્તિ પણ રામ–રામ રામ રે—ઘટ ઘટમાં૦
રામ ભિતરમાં, રામ બહિરમાં;
સહુનો સાક્ષી રામ–રામ રામ રે—ઘટ ઘટમાં૦

—નર્મદાશંકર.



## જય સુખદાયક.



( સવૈયા. )

જય સુખદાયક, જય દુ:ખઘાયક,
જય વરદાયક વિશ્વ વિધાતા;
જય જગકારણ, જય જગધારણ,
જય જગતારણ, જય જગત્રાતા.
જય ગુણકારક, જય જગઠારક,

દોષ નિવારક, ઈશ અજાતા;
જય વિશ્વેશ્વર, જય પરમેશ્વર.
દેવ દીનેશ્વર, જય મતિદાતા;

—કવિ દલપતરામ.



## આપજો આપજો સારૂં સઘળું મને.



( પ્રભાત. )

આપજો આપજો, સારૂં સઘળું મને,
હે પ્રભુ, આજ આખા દિવસમાં;
બાલ ગણી વ્હાલ મારા ઉપર આણજો,
જેથી હું રહું બધો દિવસ સુખમાં. ૧

આપજો આપજો બુદ્ધિ બહુ આપજો,
રાખજો મારૂં આ શરીર સારૂં;
આપજો આપજો સારી મતિ આપજો,
જેથી હું કામ ન કરૂં નઠારૂં. ૨

આપજો આપજો સદ્ગુણો આપજો,
આપજો વળી બહુ શુભ વિચારો;

આપજો આપજો આપની ભક્તિને,
આપજો વળી મને સંગ સારો. ૩
આપજો આપજો મીઠી વાણી મને,
રાખજો મારૂં મન ખૂબ રાજી;
સૌનું હું કામ કરૂં એવું બળ આપજો,
સૌની સેવા કરૂં જેથી આઝી. ૪
સૌથી બહુ આપજો આપ પ્રભુની કૃપા,
જેથી મળશે મને જે હું માગું;
માગ્યું નથી સારૂં જે તેહ પણ આપજો,
એટલું બોલી હું પાય લાગું. ૫

—શ્રીમદ ઉપેન્દ્ર.



## સુખી કર તું સુખી કરજે.



( ગઝલ. )

પ્રભુ નમીએ પુરી પ્રીતે, સુખી કર તું સુખી કરજે;
સ્તુતિ કરીએ રૂડી રીતે, સુખી કર તું સુખી કરજે. ૧
બનાવી તેં બધી દુનિયા, બનાવ્યા તેં ઉંડા દરિયા;
સૂરજ ને ચંદ્ર ઝગમગીઆ, સુખી કર તું સુખી કરજે. ૨
વળી આકાશમાં તારા, અતિ ઉંચે જ ફરનારા;
બનાવ્યા તેં પ્રભુ પ્યારા, સુખી કર તું સુખી કરજે. ૩

જગત આખા ઉપર તારી, નજર ફરતી રહેનારી;
અમારાં કામ જોનારી, સુખી કર તું સુખી કરજે. ૪
બધાંએ પાપ બાળી દે, વળી બુદ્ધિ રૂપાળી દે;
નમીએ હાથ જોડીને, સુખી કર તું સુખી કરજે ૫



## બાળવિનતિ.



( રાગ—કલ્યાણ. )

શ્રી જગત્પતિ પ્રભુ ! આપ સન્મતિ,
સર્વ બાળકો કરે છે આજ વિનતિ.
કુમતિ કાપીને તું આપ સન્મતિ,
જેથી આ જગે ન થાય પાપ તો રતિ. શ્રી. ૧
સર્વ જગતનો કર્તા તું છે, અંતરજામી બાપ;
પૃથ્વી પાણી ઝાડ પર્વતો, અનાજ બીજ અમાપ. શ્રી. ૨
સર્વ બાળકો અરજ કરે છે, દુઃખ અમારાં કાપ;
વિદ્યાની વૃદ્ધિ કરવામાં, મદદ અમોને આપ. શ્રી. ૩
બે કર જોડી પ્રણામ કરીએ, તુજને વારંવાર;
સદા અમારાં વિઘ્ન હરીને, સુજશ આપ નિર્ધાર. શ્રી. ૪



## દીનાનાથ તું એક આધાર મારો.



( ભુજંગી. )

અહો દેવના દેવ હે વિશ્વસ્વામી,
કરૂં હું સ્તુતિ આપની શીશ નામી;
દયાળુ પ્રભુ આપદાથી ઉગારો,
દીનાનાથ તું એક આધાર મારો. ૧
પ્રભુ માત ને તાત છો આપ મારાં;
તમે છો સદા સર્વને પાળનારા;
કીધા છે કરોડો તમે ઉપકારો,
દીનાનાથ તું એક આધાર મારો. ૨
હું છું રાંકનો રંક અજ્ઞાન પ્રાણી,
ન મારી કશી વાત તુંથી અજાણી;
કરો હે દયાળુ ક્ષમા વાંક મારો,
દીનાનાથ તું એક આધાર મારો. ૩
અમે બાળકો બોલીએ હાથ જોડી,
અમારી મતિ હે પ્રભુ છેક થોડી;
દયા લાવીને પ્રાર્થના દીલ ધારો,
દીનાનાથ તું એક આધાર મારો. ૪

અમે ને કુટુંબી જનો જે અમારાં,
રહીએ શરીરે સુખી સર્વ સારાં;
સદા આપજો આપ સારા વિચારો,
દીનાનાથ તું એક આધાર મારો. ૫
નથી મેં કરી આપની કાંઈ ભક્તિ,
નથી આપના ગુણ ગાવાની શક્તિ;
દયા લાવીને દાસ દુઃખો નિવારો,
દીનાનાથ તું એક આધાર મારો. ૬

—વાચનમાળામાંથી.



## હરિ મને તું તો છોડીશ માં.



( રાગ–કાલિંગડો. )

હરિ મને તું તો છોડીશ માં. ટેક.
બીજાં બધાં વણ ચાલ્યું ચાલશે;
નહિ નહિ ચાલે તું વિના હરિ૦ ૧
કહિ જણાયે વાંક માહરો;
ઝટ ઝટ આડો નવ થા. હરિ૦ ૨

ધૈર્ય કરી સજ્જ બ્હાર લાજ મા;
બહુ બહુ રાખી જસ પા. હરિ૦ ૩
નર્મ હરિ વણુ કોણુ રુઝાવે;
તનમનતણા સહુ ઘા. હરિ૦ ૪

—નર્મદાશંકર.



## સૂરજને નમસ્કાર.



( ચોપાઈ. )

નમિયે સૂરજ સુખ કરનાર !
અગ્નિસમા પ્રભુના અવતાર !
પ્રાણી પદાર્થ વિષે વસનાર !
અજવાળાં આંખે ભરનાર !

ચાંદલિયો તારલિયા દીપ,
સઉ તમારાં જૂજવાં રૂપ;
રમિયે ને કરિયે કલ્લોલ,
તમ અમી નજરે રહી રસબોળ.

તન તોડી કરિયે પરમાર્થ,
એવાં બળ દેજો તપ માટ;
અમને ઉજાળજો રવિરાય!
કરી આરતી પડિયે પાય.

—લલિત.



## બારણે પુકાર.



( મહિદ્વીપ છંદની ચાલ. )

આપ છો અનાથનાથ, હીન હું ભિખારી;
બારણે પુકારૂં પ્રભુ! પ્રાર્થના તમારી—આપ. ૧

વાયુ આ પ્રચંડ વાય, હૃદયનાવ ઝોક ખાય;
નાથ આપ થાવ સ્હાય, લ્યો મને ઉગારી—આપ. ૨

આપ માત, તાત, ભ્રાત, સુણી એક હીન વાત;
રાખો બાળ અંક તાત, સંકટો નિવારી—આપ. ૩

અંતરે તપે છે તાપ, પીડતાં પ્રભુજી પાપ;
ટાળશો સંતાપ આપ, પ્રાર્થના સ્વીકારી—આપ. ૪

પાય નાંખી બેઉ હાથ, યાચું બાલ હું અનાથ;
મસ્તકે કૃપાળુ હાથ, મૂકો સુખકારી—આપ. ૫

—નર્મદાશંકર બાળાશંકર.



# પ્રાર્થના.



( લલિત. )

પ્રભુ પિતા અહો ! શાંતિ સ્થાન છો,
સકળ વિશ્વના આદિ પ્રાણ છો;
તરલ ચિત્તમાં શાંતિ સ્થાપજો,
પ્રણમી માગું છું એજ આપજો. ૧

નિજ વિશુદ્ધતા અંશથી દૂર,
મલિન માહરૂં ચિત્ત અસ્થિર;
અસુર-વૃત્તિથી તાત રક્ષજો,
પ્રણમી માગું છું એ જ બક્ષજો. ૨

તિમિર ગાઢનાં અંતરે પડો,
હૃદયમાં ભર્યો સ્વાર્થનો સડો;
નિજ પ્રકાશથી દૂર તે કરો,
પ્રણમી માગું છું કંઈ દયા ધરો. ૩

પ્રભુ ! દયાતણી યાચના કરૂં,
પણ નહિ દયા કો પરે ધરૂં;
અધમતા ન એ ધ્યાન ધારશો,
વિપથગામીને નાથ તારશો. ૪

—કૃષ્ણપ્રસાદ.



## ૧૭

# અંતરના અભિલાષ.



( દ્રુતવિલંબિત. )

પ્રણમું પ્રભુ આપ પદાંબુજે,
સ્મરણ આપનું આત્મ ઉંડે પૂજે;
દૂરે વસો પ્રભુ કિંતુ નજીક છો!
મહત્ કિંતુ અણુ અણુમાં રહો! ૧

વિનિતતા અવિવેકી હુંમાં ભરો,
શમન મોહતૃષાસયનું કરો;
ભૂતદયા પ્રભુ અંતર વિસ્તરો,
દમન બાલકના મનનું કરો. ૨

બહિર અંતર શુદ્ધ બની જવું,
નિજ સુરાગથી રંજિત છે થવું;
પ્રભુ! કૃપાથી પુરો અભિલાષ એ,
પ્રણમી માગું ધરી શુભ આશને. ૩

—કૃષ્ણપ્રસાદ.



## કોને શરણે જાઉં !



( રાગ–ઝીંઝોટી. )

દીનનો દયાળ છોડી, કોને શરણુ જાઉં—ટેક.
માત તાત જાણી પ્રભુ, ચરણુ પ્રતે ધાઉં;
પામીને પ્રસાદ પૂર્ણ, કૃતિ કૃતાર્થ થાઉં–દીનનો. ૧
નીતિ ભક્તિરૂપ પુણ્ય તીર્થમાં હું નાહું;
પરમ ઈષ્ટ બ્રહ્મની, હું સ્તુતિ ગુણુ ગાઉં–દીનનો. ૨
પ્રભુ કૃપાનિધાનની હું પૂર્ણ કૃપા ચાહું;
સંકટ સમય નાથ પક્ષ્વ હું સાહું –દીનનો. ૩
નમી નમી પરાત્પરા હું ચરણુ તારે આવું;
પ્રેમપુષ્પઅંજલિ, પ્રભુપદે વધાવું –દીનનો. ૪

—ભોળાનાથ સારાભાઈ.



## ઈશ્વરસ્તુતિ.



( વસંતતિલકા વૃત્ત. )

નિદ્રામહીં નહિ હતું તનભાન જ્યારે,
જેણે જુઓ પુરણ રક્ષણુ કીધું ત્યારે;

તેને પ્રભાત સમયે પ્રથમે સ્મરૂં રે,
કાર્યો બધાં દિવસનાં પછીથી કરૂં રે. ૧

જીવોનું પાલન કરે પ્રીતથી સદા એ,
રે ! જીવ કાજ રચના જગની જણાએ;
તેજસ્વી સૂર્યશશી નિત્ય પ્રકાશતા રે,
દે જીવને જીવન શક્તિ વધારતા રે. ૨

ટાળે તિમિર ગગને ભમી દિનરાત,
આરામની નથી તહીં પળ એક વાત;
થાકયો બધા દિવસના શ્રમથી જ પ્રાણી,
રાત્રિ ભલી સુખ દીએ ભર નિંદ આણી. ૩

જો મેઘમંડળ કરે નિયમિત વૃષ્ટિ,
સંતોષ ને હરખમાંહી ફુલાઈ સૃષ્ટિ;
પૃથ્વી વનસ્પતિ વડે ધનધાન્ય આપે,
પ્રાણીતણાં કઠિન કષ્ટ અનેક કાપે. ૪

શું આ સૃજ્યાં પવન પાવક પાણી ઈશે,
પ્રાણીતણું જીવન એ ત્રણ નિત્ય દીસે;
જો ચાકરી મનુષની ત્રણને દીધી છે,
શું સુખસાધનતણી રચના કીધી છે. ૫

આહા ! પ્રભુ મનુષને મનબુદ્ધિ આપી,
સત્તા વડી સહુ જીવો પર તેની થાપી;

એવું રૂડું સદૈવ પાલન જે કરે છે,
તેને ભૂલી નહિ ભજે જન પાપી તે છે. ૬

માગું સુબુદ્ધિ પ્રભુજી નીતિપંથ વાળો,
ભુલાવતા સરવ સંશય મુજ ટાળો;
છે મુજ ધર્મ ગણી કામ બધાં કરૂં રે,
સદ્ભક્તિથી પ્રભુતણાં ચરણે ઠરૂં રે. ૭

—મ૦ બ૦ હોરા.



## નમસ્તે નમસ્તે.



( ભુજંગી. )

નમસ્તે નમસ્તે નમસ્તે પ્રભુજી,
નમસ્તે નમસ્તે અખંડા વિભુજી;
નમસ્તે નમસ્તે સદા કષ્ટહારી,
નમસ્તે નમસ્તે પ્રભુ નિર્વિકારી. ૧

નમસ્તે નમસ્તે પ્રભુ દીનબંધુ,
નમસ્તે નમસ્તે મહા જ્ઞાનસિંધુ;
નમસ્તે નમસ્તે પ્રભુ દીનદાતા,
નમસ્તે નમસ્તે ચિદાનંદ ધાતા. ૨

નમસ્તે નમસ્તે પ્રભુ વિશ્વકર્તા,
નમસ્તે નમસ્તે સદા સૃષ્ટિભર્તા;
નમસ્તે નમસ્તે નિરાકાર દેવ,
નમસ્તે નમસ્તે પ્રભુ એકમેવ. ૩

નમસ્તે નમસ્તે વિભુ વિશ્વપાળા,
નમસ્તે નમસ્તે દયાળા કૃપાળા;
નમસ્તે નમસ્તે અનાદ્યંત દેવા,
નમસ્તે નમસ્તે વિભુ ઇષ્ટદેવા. ૪

નમસ્તે નમસ્તે કૃપાનાથ ત્રાતા,
નમસ્તે નમસ્તે વિભુ હે અજાતા;
નમસ્તે નમસ્તે વિભુ વિશ્વભૂપા,
નમસ્તે નમસ્તે સદા શાંતરૂપા. ૫



## વિભુને વિનતિ.



( હે પ્રભુ! તારી કુદરત ન્યારી—એ લય. )

જય જય જગપતિ તમને નમીએ,
પ્રેમે કર જોડી વિનવીએ. ટેક.

તુંજ અમારો માતપિતા છે,
તુંજ મિત્ર ભગિની ભ્રાતા છે;

તુંજ અમારો સુખદાતા છે,
તુજ શરણે સુખથી સહુ રમીએ. ૧
તેં અમ કાજે સર્વ બનાવ્યું,
અન્ન, પવન, જલ દાન જ દીધું;
અમ જીવન આ તેં જ નિભાવ્યું,
તુજ કરૂણારૂપ અમૃત પાયું. ૨
ગર્ભમહીં અમ રક્ષણ કીધું,
બાળપણું પણ સાચવી લીધું;
હવે અમ જીવન ચલવો સીધું,
અંતે નિજ સ્વરૂપે જઈ શમીએ. ૩

—દલપતરામ નાથજી પુરાણી.



## અવિનાશીપ્રતિ અરજ.



( પદ—ભૈરવી કે દેશ. )

અરજ સૂણો અવિનાશી, અમારી,
અરજ સૂણો અવિનાશી. —ટેક,
આપ દયાળ અમે સૌ બાળક,
એક અમારી આશ; અમારી૦

વાંક કરે બાળક તો બહુએ,
થશો ન લેશ ઉદાસ; અમારી૦
ભણતર ભણવા ભેળાં થઈએ,
કરશો નહિ જ નિરાશ; અમારી૦

શુભ ગુણ લઈએ સહુએ સમજી,
ન રહે લેશ કચાશ; અમારી૦

આપો શુભ મતિ સદ્‌ગુણ સાથે,
સહુમાં થાય સમાસ; અમારી૦

નિર્મળ મનમાં નિશદિન રહીએ,
પસરે જેમ સુવાસ; અમારી૦

મુખથી એવું માગી લહીએ,
અંતર થાય ઉજાસ; અમારી૦
આપતણો આધાર મળ્યાથી,
હૈયામાં છે હાશ; અમારી૦
ન રહે લેશ કુધારો કદી પણ,
સુખનો થાય ન નાશ; અમારી૦

—કેશવકૃતિ.



# દ્યો એટલું બળ કૃપા કરીને વિભુજી !



( વસંતતિલકા વૃત્ત. )

ટાળો અહંપણું બધું મુજ અંતરેથી,
બંધુત્વભાવ સહુ સાથ રખાય જેથી;
ને સુખ કે દુ:ખમહીં સ્થિર થાય વૃત્તિ,
દ્યો એટલું બળ કૃપા કરીને વિભુજી ! ૧.

વાળો પ્રવાહ મનનો જનસેવનામાં,
અર્પી શકું હૃદયનો સહુ પ્રેમ એમાં;
સંસારની ખટપટોમહીં ના ભળું જી,
દ્યો એટલું બળ કૃપા કરીને વિભુજી ! ૨

નિહાળી નિર્ધન કદી કરૂં ના ઉપેક્ષા,
ને ના ગ્રહું વળી ખુશામત કેરી દિક્ષા;
માતૃભૂમિતણી કરી શકું નિત્ય ભક્તિ,
દ્યો એટલું બળ કૃપા કરીને વિભુજી ! ૩

વાળી શકું બળ બધું તુજ પ્રેરણાએ,
ખાળી શકું વહી જતું અવળી દિશાએ;

ધારી શકું ચરણમાં તુજ ઓ ! પિતાજી,
દ્યો એટલું બળ કૃપા કરીને વિભુજી ! ૪

'ગીતાંજલિ' ના ૨૬ મા ગીત ઉપરથી.

—સીતારામ જે. શર્મા.



## પ્રભુકૃતિ.



( શિખરિણી. )

પરેશા, વિશ્વેશા, અકલિત તહારી કૃતિ ગતિ,
રચ્યું સર્વે આ તેં જનસુખ હિતાર્થે જગપતિ;
કૃતિ ભારી નિર્ખી જન દૂર ખસે છે મથી મથી,
ગુણો તારા ગાવા જનમતિ જરી ચાલતી નથી. ૧

અહા ! શો દીસે આ જળનિધિ મહા નૃત્ય કરતો,
તરંગો ઉછાળી મધુર સૂર જાણે અલાપતો;
બગીચા વાડીમાં ફળફૂલથી ડાળી ઝુકી અતિ,
હવાની લે'રેથી નમન કરતી શું પ્રભુ પ્રતિ. ૨

મધુરૂં ગાઇને ફરી ફરી ફૂલે પક્ષી રમણાં,
પ્રભુની દર્શાવે અકળિત કળામાં નવ મણા;

વળી વ્યાઘ્રો સિંહો ગરજન કરી ઘોર ફરતા,
પહાડો પાસેના ભયભીત ફરી શબ્દ કરતા. ૩
સમી સાંજે જોતાં અગણિત વિરાજિત ઉડતાં,
ઝીણાં જંતુ વૃક્ષે દીપસમ દીસે છે સળગતાં;
ઝગે જેથી જાણે તરુવર શું હીરે લીધુ મડી,
જનો પોકારી કે પ્રભુતણી અહા ! શી કૃતિ વડી. ૪

—લલિતાશંકર.



## કાલાવાલા.



( દાસપરે દયા લાવોરે—એ રાગ. )

બાળક હું છું તમારો રે, પ્રભુ પિતાજી ! બાળક૦
હેત અધિક વધારો રે, પ્રભુ પિતાજી ! બાળક૦
હું તો તમને ના ભજતો, સારૂં તે ન સમજતો;
દુઃખથી પણ મને ન મારો મારો રે, પ્રભુ૦ ૧
જીભપર નથી કાબુ મારો, કરૂં હું ખોટો લવારો;
શીખવાડો બોલ સારો સારો રે, પ્રભુ૦ ૨
ઉજડ છે મારૂં અંતર, કરો ત્યાં સુંદર વાવેતર;
ખીલવો વિદ્યાનો ક્યારો ક્યારો રે, પ્રભુ૦ ૩

ઉજળું મારૂં મન કરજો, ઝગઝગતી બુદ્ધિ દેજો;
જેવો આકાશે તારો તારો રે, પ્રભુ૦ ૪
પ્રભુ ! મને બાળક જાણી, હેત હૈયામાં આણી;
મસ્તક પર હાથ ધારો ધારો રે, પ્રભુ૦ ૫

—શ્રીમદ્ ઉપેન્દ્ર.



## પ્રભુ ! તારા બાનાની પત રાખ.



( પદ. રાગ—કાફી, ધનાશ્રી. )

બાનાની પત રાખ પ્રભુ તારા બાનાની પત રાખ. (ધ્રુ.)
બાના રે માટે જો દુ:ખ દેશો, તો કોણ જપે તારો જાપ. ૧
રોહીદાસની તમે પાતરી લીધી ને નવ જોઇ જાત કે ભાત;
શેના માટે સન્મુખ રહીને તમે નાઈ કહેવાયા નાથ. પ્રભુ. ૨
પ્રહ્‌લાદની તમે પ્રતિજ્ઞા પાળીને સ્થંભમાં પૂર્યો વાસ;
તાતી કઢા તમે શીતળ કીધી સુધનવાને કાજ. પ્રભુ. ૩
પંચાળીનાં પટકુળ પૂર્યાં ને રાખી સભામાં લાજ;
સાગરમાંથી બૂડતો રાખ્યો, રામ કહેતો ગજરાજ. પ્રભુ. ૪
ઝેર હતાં તે અમૃત કીધાં ને આપ્યાં મીરાંને હાથ;
મહેતાને મંડળીક મારવા આવ્યા,
ત્યારે કેદારો લાવ્યા મધરાત. પ્રભુ. ૫

ભક્તોનાં તમે સંકટ ભાગ્યાં,
ત્યારે દ્રઢ આવ્યો વિશ્વાસ;
તુલસીના સ્વામીને કહું કરજોડી
પુરો અંતરની આશ. પ્રભુ. ૬



## પૂર્ણ મન કામ કરો, કૃપાનિધિ!



( રાગ—બીહાગ. )

પૂર્ણ મન કામ કરો, કૃપાનિધિ ( ધ્રુ. )
અતિ દુર્ગમ દુસ્તર ભવપથ આ,
ભક્તને નથી અઘરો. પૂર્ણ. ૧

પ્રભુચિંતન શુભ પદવંદનથી,
મંદ મુજ મતિ સુધારો. પૂર્ણ. ૨
સદય હૃદય કરુણામય મૂર્તિ,
ચિતમાં નિત્ય ઠરો. પૂર્ણ. ૩
દીનવત્સલ દીનબંધુ દયાળા,
દુર્મતિ સર્વ હરો. પૂર્ણ. ૪



## પ્રભુનું સ્વાગત.



( રાગ-સોરઠ. )

આવી મારી ઝુંપડીમાં આજ, મારા સ્વામિ !
પાવન કીજે આ દીન દાસ;
કોણ જાણે મારી આપ વિના દાઝ, મારા સ્વામિ !
કરશો મને ના નિરાશ. ૧

નથી આસન રૂડું પ્રભુ બેસાડવા,
નથી ષોડ્સ ભોજન જમાડવા,
મારો સ્વીકારો રોટલો ને છાશ—
મારા સ્વામિ ! ૨

મારી પાસે ન દિવ્ય વસ્ત્ર નાથ આપવા,
નથી પુષ્પહાર આપ કંઠે આરોપવા,
માનો પુષ્પહાર આપું તુચ્છ ઘાસ—
મારા સ્વામિ ! ૩

હું છું દુર્બળ ન ચરણમાં કાંઈ મૂકવા,
મૂકું માથું પદે રીઝો પ્રભુ સ્વીકારવા,
જો જો ભાવ, જોશો સામગ્રી ન ખાસ—
મારા સ્વામિ ! ૪

—છોટાલાલ જીવણલાલ.



## નમું નમું તે શ્રી હરિ રે.



( પદ રાગ—ધનાશ્રી. )

મચ્છરૂપે થઈ વેદને લાવ્યો,
શંખાસુર મારી કરી રે;
જ્ઞાન ક્ષય અટકાવી વધાર્યું,
નમું નમું હું તે શ્રી હરિ રે. ૧

કચ્છરૂપે તેં સિંધુ વલોવ્યો,
ચૌદ રત્ન કાઢયાં પીઠ ધરી રે;
સુરા આપી દૈતને દેવને અમૃત,
નમું નમું હું તે શ્રી હરિ રે. ૨

વરાહ થઇ પાછી પૃથ્વીને આણી,
હિરણ્યાક્ષે જે હતી હરિ રે;
દુષ્ટ દળીને ધર્મ વધાર્યો,
નમું નમું હું તે શ્રી હરિ રે. ૩

નૃસિંહ થઈ માર્યો હિરણ્યકશ્યપને,
પ્રહ્લાદ રક્ષા કરી ખરી રે;

ત્રિભુવનનાથ અનાથનો બંધુ,
નમું નમું હું તે શ્રી હરિ રે. ૪

વામન થઇ બળીનો છળ કીધો,
ત્રણ ડગલાં મોટાં ભરી રે;
ભક્તિને અર્થે દાસ થયો તેનો,
નમું નમું હું તે શ્રી હરિ રે. ૫

પરશુરામે કરી પૃથ્વી નક્ષત્રી,
એકવીસ વાર ફરી ફરી રે;
સહસ્રાર્જુન મદાંધને માર્યો,
નમું નમું હું તે શ્રી હરિ રે. ૬

રામે વિદાર્યો દશમુખ રાવણ,
અસહ્ય જે શીલનો અરિ રે;
અદ્‌ભૂત કાર્ય કર્યાં તે પ્રસંગે,
નમું નમું હું તે શ્રી હરિ રે. ૭

કૃષ્ણે પછાડયો કંસ મામાને,
વિચારી સગપણ ના જરી રે;
શૃંગારલીલા રમીને રમાડી,
નમું નમું હું તે શ્રી હરિ રે. ૮

બાદ્ધ જુએ ખળ પાપ કરે જે,
દેવથી લેશ નહીં ડરી રે;
મદી મમતીને ચૂપ થઇ ચડાવે,
નમું નમું હું તે શ્રી હરિ રે. ૯

કલ્કી અશેષ સંસાર સહારે,
મ્લેચ્છ મરે સહુ થરથરી રે;
ધર્મનું સ્થાપન કરે ફરી પાછું,
નમું નમું હું તે શ્રી હરિ રે. ૧૦

નીતિ સહિત ભક્ત રહેવા સદાએ,
નર્મદ જાચું છું કરગરી રે,
દશ અવતારી લીલા કરી ભારી,
નમું નમું હું તે શ્રી હરિ રે. ૧૧

—નર્મદાશંકર.



## પ્રભુને નમન.



( રાગ-કલ્યાણ, ત્રિતાલ. )

પ્રિયતમ પ્રભુ નમીએ આપને,
જપીએ પાવન તમ જાપને— પ્રિયતમ૦

જ્ઞાન-દીપક હૃદયે પ્રકટાવી,
પૂર્ણ પ્રજાળો પાપને— પ્રિયતમ૦

બળસાગર રગ રગ બળ રેડો,
નસ-નસ દો નીતિ છાપને— પ્રિયતમ૦

અમ અંતર દમતા કુવિચારો,
પાત્ર થજો તમ શાપને— પ્રિયતમ૦

આપ-વદન-શશી ગ્રહવા મથતા,
માંજો અમ મન—આપને— પ્રિયતમ૦

પોતાના ગણી પાળો અમને,
એજ અરજ માબાપને—
પ્રિયતમ પ્રભુ નમીએ આપને.

—કૌશિકરામ.



## હાથ મારો મૂકશો માં.



( રાગ—બાગેશ્રી, તાલ ધમાર, અગર તેતાલા. )

દીનનાથ દયાળ નટવર, હાથ મારો મૂકશો માં;
હાથ મારો મૂકશો માં, હાથ મારો મૂકશો માં. (ધ્રુ)

આ મહાભવસાગરે, ભગવાન હું ભૂલો પડયો છું;
ચૌદલોકનિવાસ ચપલા–કાન્ત આ તક ચૂકશો માં. ૧

ઓથ ઇશ્વર આપનો, સાધનવિષે સમજું નહિ હું;
પ્રાણપાલક પોત જોઇ, શંખ આખર ફૂંકશો માં. ૨

માત તાત સગાં સહોદર, જે કહું તે આપ મારે;
હે કૃપામૃતના સરોવર, દાસ સારૂ સૂકશો માં. ૩

શરણ કેશવલાલનું છે, ચરણ હે હરિરામ તારૂં;
અખિલનાયક આ સમય, ખોટે મશે પણ ખૂટશો માં.

—કેશવકૃતિ



## કરીએ કહો કઇ રીતથી દર્શન અરે એ દેવનાં ?

(હરિગીત.)

ઘટઘટવિષે વ્યાપી રહ્યા; પણ દૃષ્ટિએ પડતા નથી;
જોતે ગમે તે યત્નથી યોગીજનો જડતા નથી;
યોગીજનો યત્ને કરે જેની નિરંતર સેવના,
કરીએ કહો કઇ રીતથી દર્શન અરે એ દેવનાં? ૧

સ્થાવર અને જંગમતણું પાત્રો બનાવે પ્રેમથી,
ખાસા કરે જે ખેલ નટવર નિત્યના શુભ નેમથી;
બહુએ કહે બહુરૂપ જેને ગુણ ગણાય ન જેમના,
કરીએ કહો કઇ રીતથી દર્શન અરે એ દેવનાં ! ૨

જે સર્વ પ્રાણી માત્રને સુખ આપનારા દેવ છે,
સાચા જગતની જાળના જે સૂત્રધાર સદૈવ છે;
જુગતે રમાડે જીવને જે કાંઇ યત્ન કર્યા વિના,
કરીએ કહો કઇ રીતથી, દર્શન અરે એ દેવનાં? ૩

નહિ સૂર્યદેવ પ્રકાશ આપે ચંદ્ર પણ ઝળકે નહિ,
બીજી બધી બહુ વસ્તુઓ આ જગતમાં ઝળકે નહિ;

વાયુ વહે નહિ વિશ્વમાં જેની જબર સત્તા વિના,
કરીએ કહો કઇ રીતથી દર્શન અરે એ દેવનાં ? ૪

નિર્ગુણ અને નિર્દોષ નિર્મળ નિરાકાર નિરંજન,
જેને જરૂર જનનાં ન પહોંચે વિવિધ વાણી ને મન;
ચૈતન્ય સર્વ વસ્તુઓ સંસારમાં જડ જે વિના,
કરીએ કહો કઇ રીતથી દર્શન અરે એ દેવનાં ? ૫

જાણે જગતમાં થાય જે તે પ્રથમથી પલવારમાં,
પશુ–પક્ષીઓ જન જાતને જે સુખદ છે સંસારમાં;
પાલન અને પોષણ કરે છે ખચીત રાખી ખેવના,
કરીએ કહો કઇ રીતથી દર્શન અરે એ દેવનાં ? ૬

કરીએ કહો કઇ રીતથી દર્શન અરે દેવનાં ?
એ બોલ છે અજ્ઞાનથી ખોટી પડેલી ટેવના;
અણુમાત્ર પણ અળગો નથી નિજપાસ નિત્ય મુકામ છે,
અનુભવ કરીને ઓળખ્યાનું એક કેવળ કામ છે. ૭

—કેશવકૃતિ



# કુપુત્રો તો થાશે તદપિ ન કુમાતા કદિ થશે.



( શિખરિણી, )

ન જાણું હું મંત્રો, નહિ પ્રભુ હું જાણું શ્રુતિ સ્મૃતિ,
ન જાણું ષ૮્ શાસ્ત્રો, નહિ હરિ હું જાણું જપવિધિ;
ન જાણું હું ગાનો, નહિ વ્રત વિધાનો ન યમન,
પરંતુ હું જાણું, શરણ પ્રભુનું કષ્ટહરણ. ૧

તમે સત્ય સ્વામી, વિમુખ નવ રાખો ચરણથી,
અમારે કોઇનો, પ્રભુ વિણ બીજો આશ્રય નથી;
કૃપાકાન્તા કોને, જઇ કહું હું મારૂં વિલપન,
દયા લાવી દેવા, શ્રવણ કરશો મારૂં રૂદન. ૨

કીધા છે મેં દોષો, નહિ પ્રભુ તમે લક્ષ ધરશો,
કૃપા ભાવે મારો, નહિ કહિ પરિત્યાગ કરશો;
મહા કષ્ટો મારાં, પ્રભુ તમ વિના કોણ હરશે,
કુપુત્રો તો થાશે, તદપિ ન કુમાતા કદિ થશે. ૩

નથી કીધી સેવા, નહિ પ્રભુ સુશિક્ષા અનુસર્યો,
બધાં પ્રાણીઓમાં, અતિશય અભાગી હું નીસર્યો;

વિના દેવા કોઇ, નહિ પતિત ઉદ્ધાર કરશે,
કુપુત્રો તો થાશે, તદપિ ન કુમાતા કદિ થશે. ૪

નથી દીધાં દાનો, વ્રત નિયમ લીધાં નથી અમે,
સહુ જાણો મારી, હૃદયગતવાર્તા પ્રભુ તમે;
મહા પાપો મારાં, તમ વિણ ક્ષમા કોણ કરશે,
કુપુત્રો તો થાશે, તદપિ ન કુમાતા કદિ થશે. ૫

નથી દ્રવ્યાકાંક્ષા, નહિ વિભવવાંચ્છા પ્રભુ મને,
નથી નિર્વાણેચ્છા, નહિ સમ થવા બ્રહ્મપદને;
પિતામાતા માગું, પ્રભુ તવ સમીપે રહું સદા,
પુરો ઇચ્છા મારી, ભવપતિ તમે સત્ય સુખદા. ૬

નમું છું સાષ્ટાંગે, પ્રભુ શરણ આવી હું તમને,
નહિ રાખો સ્વામી, તમ ચરણથી દૂર અમને;
તમે પ્રેરો બુદ્ધિ, પ્રભુપ્રિય કાર્ય અમે કરીએ,
તમારી શિક્ષાઓ નહિ કદિ મનેથી વિસરીએ. ૭

મહા પાપી કોઇ, નથી જગતમાંહી મુજ સમ,
ક્ષમાદાતા કોઇ, નથી પ્રભુ અમારો તુજ સમ;
સહુ કષ્ટો મારાં, પરમ પ્રભુ નિઃશેષ હરશો,
સદા વાત્સલ્યેથી, મુજપર કૃપા દૃષ્ટિ કરશો. ૮

—ઇશ્વરપ્રાર્થનામાળામાંથી.



## ઈશને યાચના.



( ગઝલ. )

અમારા બાહુમાં બળ દે, અહોનિશ દેશહિત કરવા;
અમૂલું બુદ્ધિનું બળ દે, અનેરાં દેશહિત કરવા.
અમોને ધૈર્ય ને શાંતિ, સદા દે દુઃખ સહુવાને;
દયા દે ઉંડી હૃદયે તું, દીનોનાં દુઃખ દહુવાને.
સતત ઉદ્યોગ દે અમને, જીવનની ઉન્નતિ કરવા;
હજારો હુન્નરો દેજે, ગરીબી દુઃખ દૂર કરવા.
મુસલમાનો અને હિંદુ, બધામાં સંપ તું દેજે;
ઉંડો ઉત્સાહ ને આશા, વળી આસ્થા ભરી દેજે.
તજાવી દેહની પરવા, સદા દે દેશની પરવા;
ગરીબી યા અમીરીમાં, સદા જનસેવ તું દેજે.
વળી વિચાર વાણી ને, સદા દે ઐક્ય આચારે;
સદા દે ઇષ્ટની સિદ્ધિ, સદા ઉત્સાહ વિચારે.
દયાળુ ઈશને યાચું, અમોને સદ્ગુણો દેજે;
સદા જનસેવ એ પ્યારૂં, અમારૂં સૂત્ર તું કરજે.



## લટકાળો લટકંતો રે આવે.



( પદ. રાગ, ભીમપલાસી. )

લટકાળો લટકંતો રે આવે,
મોહન મોરલી વાગે રે—લટકાળો.
સખાને સંગે અતિ, ઉછરંગે,
ગીત મધુરાં ગાતો રે—લટકાળો.
કેસરીએ વાઘે કસુંબલ પાઘે,
કેસર રંગમાં રાતો રે—લટકાળો.
ફુલના તોરા ગજરાની ટોપી,
ફુલોના હારે ફુલાતો રે—લટકાળો.
નિષ્કુળાનંદનો સ્વામી શામળિયો,
આવં અમીરસ પાતોરે—લટકાળો.

—નિષ્કુળાનંદ.



## પ્રભુની પાઠશાળા.



( રાગ, રેખતો—ગઝલ. )

અમે ચેલા બધા ઘેલા પ્રભુની પાઠશાળાના!
અમે ચેલા અને મેલા પ્રભુની પાઠશાળાના!

અમારામાં કશો ના માલ;
અમે તો મૂર્ખ ને કંગાલ;
છતાંયે બાળકો છીએ પ્રભુની પાઠશાળાના !
અમે ચેલા બધા ઘેલા પ્રભુની પાઠશાળાના !
અમે મેલા અને ઘેલા પ્રભુની પાઠશાળાના !

—કાન્ત.



## ભજું તે જ ભાવે.



( ધૂન, પહાડી–ગુજરાતી. )

જે આ જગતને નિભાવે, ભજું તે જ ભાવે;
ખલક પલકમાં બનાવે, ભજું તે જ ભાવે.
ચાહે ત્યારે ઝટ ડૂબાવે, ભજું તે જ ભાવે;
તે તો વિશ્વનાથ કહાવે, ભજું તે જ ભાવે.

જે આ સૂર્યને શોભાવે, ભજું તે જ ભાવે;
જે આ ચંદ્રને ચળકાવે, ભજું તે જ ભાવે.
ઘુમટ ગગનનો ટેકાવે, ભજું તે જ ભાવે;
અસંખ્ય ગોળાઓ ગબડાવે, ભજું તે જ ભાવે.

જડ ને ધર્મ જે ધરાવે, ભજું તે જ ભાવે;
મનને મુક્તિ શું ચડાવે, ભજું તે જ ભાવે.
જે છે પ્રાણનો આધાર, ભજું તે જ ભાવે;
જે છે સારમાંનું સાર, ભજું તે જ ભાવે.
જે છે ડાહ્યો દયાવંત, ભજું તે જ ભાવે;
જેને નહિ જ આદિઅંત; ભજું તે જ ભાવે.
સકળ સૃષ્ટિનો જે ભૂપ, ભજું તે જ ભાવે;
જે છે એક, ને અનૂપ, ભજું તે જ ભાવે.
જે છે અકળ ને અરૂપ, ભજું તે જ ભાવે;
જ્યાં મન વાણી હોય ચૂપ, ભજું તે જ ભાવે.
જેને નવલ કવે શું જ, ભજું તે જ ભાવે;
તે તો તું જ તું જ તું જ, ભજું તે જ ભાવે.

—નવલરામ



## જાગને જાદવા કૃષ્ણ ગોવાળીયા.

(પદ. રાગ, પ્રભાત.)

જાગને જાદવા કૃષ્ણ ગોવાળીઆ;
તુજ વિના ધેનમાં કોણ જાશે ? ટેક.

ત્રણસેં ને સાઠ ગોવાળી ટોળે મળ્યા;
વડો રે ગોવાળીઓ કોણ થાશે ? જાગને૦ ૧
દહી તણાં દેથરાં ઘી તણાં ઘેબરાં;
કઢિયલ દૂધ તે કોણ પીશે ? જાગને૦ ૨
હરિ તારો હાથિયો કાળિ નાગ નાથિયો;
ભૂમિનો ભાર તે કોણ લેશે ? જાગને૦ ૩
યમુનાનેરે તીરે ગોધેન ચરાવતાં;
મધુરીશી મોરલી કોણ વાશે ? જાગને૦ ૪
ભણે મેતા નરસૈં યો તારા ગુણ ગાઈ રીઝીઓ;
બુડતાં બાહ્યડી કોણ સ્હાશે ? જાગને૦ ૫

—નરસિંહ મહેતા.



## સ્તુતિ અષ્ટક.



(શિખરિણી)

પ્રભો અંતર્યામી જીવન જીવના દીનશરણા,
પિતા માતા બંધુ, અનુપમ સખા હિતકરણા;
પ્રભા કીર્તિ કાંતિ, ધન વિભવ સર્વસ્વ જનના,
નમું છું વંદું છું, વિમલમુખ સ્વામી જગતના. ૧

સઉ અદ્‌ભૂતોમાં, તુજ સ્વરૂપ અદ્‌ભૂત નીરખું,
મહાજ્યોતિ જેવું, નયન શશી ને સૂર્ય સરખું;
દિશાની ગુફાઓ, પૃથિવી ઉંડું આકાશ ભરતો,
પ્રભો તે સૌથીએ, પર પરમ તું દૂર ઊડતો. ૨

પ્રભો તું આદિ છે, શુચિ પુરુષ પુરાણ તું જ છે,
તું સૃષ્ટિ ધારે છે, સૃજન પ્રલયે નાથ તું જ છે;
અમારા ધર્મોનો, અહરનિશ ગોપાલ તું જ છે,
અપાપી પાપીનું, શિવસદન કલ્યાણ તું જ છે. ૩

પિતા છે એકાકી, જડ સકળ ને ચેતનતણો,
ગુરુ છે મોટો છે, જનકુલતણો પૂજ્ય તું ઘણો;
ત્રણે લોકે દેવા, નથી તુજ સમો અન્ય ન થશે,
વિભુરાયા તુંથી, અધિક પછી તો કોણ જ હશે? ૪

વસે બ્રહ્માંડોમાં, અમ ઉર વિષે વાસ વસતો,
તું આઘેમાં આઘે, પણ સમીપમાં નિત્ય હસતો;
નમું આત્મા ઢાળી, નમન લળતી દેહ નમજો,
નમું કોટી વારે, વળી પ્રભુ નમસ્કાર જ હજો. ૫

અસત્યો માંહીથી, પ્રભુ પરમ સત્યે તું લઈ જા,
ઉંડા અંધારેથી, પ્રભુ પરમ તેજે તું લઈ જા;

મહા મૃત્યુમાંથી, અમૃત સમીપે નાથ લઇ જા,
તુ હીણો હું છું તો, તુજ દરસનાં દાન દઇ જા. ૬

પિતા પેલો આઘે, જગત વીંટતો સાગર રહે,
અને વેગે પાણી સકળ નદીનાં તે ગમ વહે;
વહો એવી નિત્યે, મુજ જીવનની સર્વ ઝરણી,
દયાના પુણ્યોના, તુજ પ્રભુ મહાસાગર ભણી. ૭

થતું જે કાયાથી, ઘડીક ઘડી વાણીથી ઉચરૂં,
કૃતિ ઈંદ્રિયોની, મુજ મન વિષે ભાવ જ સ્મરૂં;
સ્વભાવે બુદ્ધિથી, શુભ અશુભ જે કાંઇક કરૂં,
ક્ષમા દષ્ટે જોજો, તુજ ચરણમાં નાથજી ધરૂં. ૮

—ન્હાનાલાલ



## મારે ઘેર આવજો માવા!



( કાઠિયાવાડી ભજનની ચાલ. )
મારે ઘેર આવજો માવા!

ભાવે તો ઢેબરૂં ખાવા !
બાજરીનાં બે ઢેબરાં કીધાં, તળીઆં ઝાઝાં તેલ;
કકડો પાપડ કાચલી ઉપર, દહીંનું દડબું મેલ—

મારે ઘેર આવજો માવા !
ભાવે તો ઢેબરું ખાવા !

જસોદાના માવા, આવીને વાંસલડી વાવા;
ઉનો ઉનો પોંખ પાડું, તે ખોબલે ખોબલે ખાવા—

મારે ઘેર આવોને માવા !
ભાવે તો ઢેબરું ખાવા ?

મારા ખેતરમાં લીંબડી પાકી, ને આવી કુમતડે;
કારીંગડીનું શાક જોઇએ તો ઓ પેલે વેલે—

મારે ઘેર આવજો માવા !
ભાવે તો ઢેબરું ખાવા !

બાજરીનાં બે ઢેબરાં કીધાં ને, ઘીએ મેલ્યાં વઢી;
રામકૃષ્ણ પ્રભુ રંકને રે, સાચી છે સગાઈ—
મારે ઘેર આવજો માવા !

—ગેપ કાગોમાંથી



# માવાને નોતરૂં.



( કાઠિયાવાડી ભજનની ચાલ. )

મારે ઘેર આવજો માવા, મઠાં ને કોહરી ખાવા. ટેક.
કઢીમાં તો કુર બોળીને, સૈડકા સૈડા સૈડ;
મુખડું મીઠું થાય રે માવા, પ્રીતે પાપડ કેડ.—મારે ઘેર૦

આંબલીની તો કઢી કરી છે, માંહી મઠાંની દાળ;
છાંટો નાખું શામળા, તું તો ભાણા સામું ભાળ.
—મારે ઘેર૦

ભાવના ભૂખ્યા છો ભૂધરજી, ગુણ મને લાધ્યા;
સસેક પેલા સુદામાના, તાંદુલ તમે ખાધા.—મારે ઘેર૦

કાંગ માટે વ્હાનજી તમે, વિપ્રને કીધો રાજી;
કરમાબાઇનો કુર ખાધો, ખાધી વિદુરની ભાજી.
—મારે ઘેર૦

શરસાંવો તો શામળા, તમને મારા સમ:
એકાંતે આવો એકલા, કોઇ નથી બીજું અન્ય.
—મારે ઘેર૦

ભેંડકાનો તો ભાવ થયો છે, ભેંડકું ઝીણું ભેંડ;
મોળી છાશમાં માવજી રે તું, નાનું કેળું કેંડ.—મારે ઘેર૦

પાંચકણીની પુરી કીધી, પાશેર મેલ્યું દૂધ;
નાનાના સ્વામી જમી ઉઠીને, કરજો કૂદાકૂદ.
—મારે ઘેર૦

—નાનો ભક્ત.



## સંતોની ઝુંપડી કબુલ રે, રાણાજી! મારે-



( રાગ—મલાર )

સંતોનીઝુંપડી કબુલ રે, રાણાજી! મારે!—સંતોની.

નથા જોઈતાં, રાણા! પલંગ બીછાનાં તારાં;
સાધુની કામળી કબુલ રે, રાણાજી! મારે!—સંતોની.

નથી રે જોઇતા રાણા! મ્હેલ ઝરૂખા તારા;
સંતોની ઝુંપડી કબુલ રે, રાણાજી! મારે!—સંતોની.

નથી જોઈતાં, રાણા! હીરનાં ચીર તારાં,
સાધુની કંથા કબુલ રે, રાણાજી! મારે!—સંતોની.

નથી જોઈતી રાણા ! મોતીની માળા તારી,
તુલસીની માલિકા કબુલ રે. રાણાજી ! મારે !—સંતોની.

નથી જોઈતાં તારાં, તેલ ચંપેલ મારે,
ગોપીચંદન આગળ સૌ ડૂલ રે, રાણાજી ! મારે !
—સંતોની.

નથી જોઇતાં મારે, ગાન ને તાન તારાં,
હરિનું ભજન મારી ધૂન રે, રાણાજી ! મારે !—સંતોની.

નથી જોઈતાં મારે, રાજ ને પાટ તારાં,
મનડામાં રામ રૂમઝુમ રે, રાણાજી ! મારે !—સંતોની.

ક્ષણિક વૈભવમાં રાણા ! ભલે તું રહેને ફુલ્યો,
હરિનામ મારે સુખ કબુલ રે, રાણાજી ! મારે !—સંતોની.

—સૌ. બબી બહેન.



## રાધાકૃષ્ણ વિના બીજુ બોલમાં.



બોલમાં બોલમાં બોલમાં રે
રાધાકૃષ્ણ વિના બીજું બોલમાં—ટેક

સાકર શેલડીનો સ્વાદ તજીને,
કડવો લીંબડો ઘોળમાં રે —રાધા૦

ચાંદા સૂરજનું તેજ તજીને,
આગીઆ સંઘાતે પ્રીત જોડમાં રે —રાધા૦

હીરા માણેક ઝવેર તજીને,
કથિર સંઘાતે મણિ તોળમાં રે —રાધા૦

મીરાં કે પ્રભુ ગિરધર નાગર,
શરીર આપ્યું સમતોલમાં રે —રાધા૦



## આરતી.



જયદેવ જયદેવ.
જય સુંદર શામળીઆ
પીતાંબરધારી પ્રભુ પિતાંબરધારી;
મોર મુકુટ શિર શોભે (૨)
અતિ મંગળકારી—
જયદેવ જયદેવ. ૧.

ભાલે તિલક વિશાળ
શોભે :મૃગમદનું પ્રભુ-
વનમાળા પર ગુંજે (૨.)
ટોળું ષટ્પદનું—
જયદેવ જયદેવ. ૨

કર્ણ વિષે શુભ કુંડળ
મકરાકૃતિ શોભે પ્રભુ-
નાસાગ્ર મુક્તાફળ (૨.)
જોતાં મન લોભે—
જયદેવ જયદેવ. ૩

હસોત વદન કરી ઉભા
મુજ સામું જોઇ પ્રભુ
કૃપા કટાક્ષે દુખડાં (૨)
સૌ નાંખો ખોઇ
જયદેવ જયદેવ. ૪



## ધૂન.



સીતારામ સીતારામ,
રામ રામ સીતારામ.



રાજા રામ રામ રામ,
સીતા રામ રામ રામ.



રઘુપતિ રાઘવ રાજારામ,
પતિતપાવન સીતારામ.



હરે રામ, હરે રામ! હરે રામ હરે હરે!
હરે કૃષ્ણ, હરે કૃષ્ણ! હરે કૃષ્ણ હરે હરે!



શ્રીમન્ન નારાયણ, નારાયણ, નારાયણ. (૨)
પ્રભુ ભજે તો ભવ પારાયણ—શ્રીમન્ન૦
નારાયણ તો એવું નાણું ખર્ચ્યું કે નવ ખૂટે;
પંચામૃતની કોઠીમાંથી લૂંટારા શું લૂંટે—શ્રીમન્ન૦



સીતારામ સીતારામ ભજો રે મના
ભજો રે મના, ભજો રે મના, ભજો રે મના.



ગોપાલ કૃષ્ણ,
રાધા કૃષ્ણ.



## પ્રભુમાં શ્રદ્ધા.



( રાગ—મ્હાડ—કલાઇડો. )

જેને રામ રાખેરે, તેને કુણ મારી શકે;
અવર નહિ દેખું રે, બીજો કોઇ પ્રભુ પેખે. જેને. ૧

ચાહે અમીરને ભીખ મંગાવે, ને રંકને કરે રે રાય,
સ્થળને સ્થાનકે જળ ચલાવે, જળ સ્થાનક સ્થળ થાય,
તરણાનો તો મેરૂ રે, મેરૂનું તરણું કરી દાખવે—જેને ૨

નીંભાડાથી બળતાં રાખ્યાં મંઝારીનાં બાળ,
ટિટોડીનાં ઈંડાં ઉગાર્યાં એવા છો રાજન રખવાળ,
અંત વેળા આવો રે પ્રભુ તમે તેની તડે.

જેને. ૩

બાણુ તાણીને ઉભો પારધી, સીંચાણો કરે રે તકાવ,
પારધીને તો પગે ડસીઓ, સીંચાણા શીર નહિ ઘાવ,
બાજ પડયો હેઠો રે પંખી ઉડી ગયાં સુખે.

જેને. ૪

ગજકાતરણી લઇને બેઠા, હરજી તો દીન દયાળ,
વધે ઘટે તેને કરે બરોબર, સૌની લે સંભાળ,
ધણી તો ધીરાના રે, હરિ તો અમારો હીંડે હેતે.

જેને, ૫.

—ધીરો



५५

# હિંદી.

## કિસવિધ જાઉં પાર મુરારે.



( જંગલા )

જન્મ જન્મકો મેં દાસ તુમારો;
કરુણા કર અબ તાર મુરારે. ટેક.

ભવસાગરજલતરણુ કઠિન હૈ;
કિસવિધ જાઉં પાર મુરારે. જન્મ. ૧

તુમબિન ઔર ન પાલક મેરો;
બંચક સબ પરિવાર મુરારે. જન્મ. ૨

મેં ગુણહીન દોષ પરિપૂરણ;
અપની ઓર નિહાર મુરારે. જન્મ. ૩

બ્રહ્માનંદ વિલંબ ન કીજે;
સુનિયે મેરી પુકાર મુરારે. જન્મ. ૪

—બ્રહ્માનંદ



# જાગિયે રઘુનાથ કુંબર.



( રાગ-બિભાસ, દ્રુત ચૌતાલ. )

જાગિયે રઘુનાથ કુંબર પંછી બન બોલે. ધ્રુ.
ચંદ્ર કિરણ શીતલ ભઈ ચકઇ પિય મિલન ગઈ;
ત્રિવિધ મંદ ચલત પવન પલ્લવ દ્રુમ ડોલે. ૧

પ્રાતભાનુ પ્રગટ ભયો, રજનીકો તિમિર ગયો;
ભૃંગ કરત ગુંજ ગાન કમલન દલ ખોલે. ૨

બ્રહ્માદિક ધરત ધ્યાન સુરનરમુનિ કરત ગાન;
જાગન કી બેર ભઈ નયન પલખ ખોલે. ૩

તુલસિદાસ અતિ આનંદ નિરખિ કે મુખારવિંદ;
દીનન કો દેત દાન ભૂષણ બહુ મોલે. ૪

—તુલસીદાસ.



## લાજ રાખો ગિરિધારી.



( રાગ-કાફી, દીપચંદી. )

અબકી ટેક હમારી
લાજ રાખો ગિરિધારી ( ધ્રુ૦ )
જૈસી લાજ રાખી અર્જુનકી ભારત યુદ્ધ મઝારી,
સારથિ હોકે રથકો હાંકો ચક્રસુદર્શન ધારી;
ભક્તનકી ટેક ન તારી—અબકી. ૧
જૈસી લાજ રાખી દ્રૌપદિકી હોને ન દીનિ ઉઘારી,
ખેંચત ખેંચત દો ભુજ થાકો દુઃશાસન પચહારી;
ચિર બઢાયો મુરારી—અબકી. ૨
સૂરદાસકી લાજ રાખો અબકો હૈ રખવારી,
રાધે રાધે શ્રીવર પ્યારો શ્રીવૃખભાન દુલારી;
શરણુ તક આયો તુમ્હારી—અબકી. ૩

—સૂરદાસ



## ભક્તના બેલી.



( રાગ-આસા, તાલ દાદરા. )

દીનન દુઃખ હરન દેવ સંતન હિતકારી ( ધ્રુ. )

અજામીલ ગીધ વ્યાધ, ઈનમે કહુ કૌન સાધ;
પંછી હું પદ પઢાત, ગણિકાસિ તારી–દીનન૦ ૧
ધ્રુવકે સિર છત્ર દેત, પ્રહ્લાદકો ઉબાર લેત;
ભક્ત હેત બાંધો સેત, લંક પુરી જારી–દીનન૦ ૨
તંદુલ દેત રીઝ જાત, સાગ પાત સો અઘાત;
ગિનત નહિ ઝૂઠે ફલ, ખાટે મીઠે ખારી–દીનન૦ ૩
ગજકો જબ ગ્રાહ ગ્રસ્યો, દુ:શાસન ચીર ખસ્યો;
સભા બિચ કૃષ્ણ કૃષ્ણ, દ્રૌપદી પુકારી–દીનન૦ ૪
ઇતને હરિ આય ગયે, બચનન આરૂઢ ભયે;
સૂરદાસ દ્વારે ઠાડો, અંધરો ભિકારી–દીનન૦ ૫

—સુરદાસ



## શ્રી રામચંદ્ર કૃપાલુ ભજ મન.



( રાગ–હમીર અગર ભૈરવી, તેવરા. )

શ્રીરામચંદ્ર કૃપાલુ ભજ મન હરન ભવભય દારૂણં;
નવકંજ લોચન કંજમુખકર કંજ પદકંજારૂણમ્ ( ધ્રુ. )
કંદર્પ અગણિત અમિત છબિ નવનીલનીરજ સુંદરં;
પટુપીત માનૌ તડિતરૂચિ સુચિ નૌમિ જનક
સુતાવરં. ૧

શિર મુકુટ કુંડલ તિલક ચારૂ ઉદાર અંગ વિભૂષણું;
આજાનુ ભુજ શર ચાપધર સંગ્રામ જિત
ખરદૂષણમ્. ૨
ભજો દીનબંધુ દિનેશ દાનવ દૈત્ય વંશ નિકંદનં;
રઘુનંદ આનંદકંદ કોશલચંદ દશરથનંદનમ્. ૩
ઇતિ વદત તુલસીદાસ શંકર સેસ મુનિમનરંજનં;
મમ હૃદયકંજ નિવાસ કુરુ કામાદિખલદલ
ગંજનમ્. ૪
—તુલસીદાસ.



## નહિ છોડું રે બાબા રામનામ.



( રાગ–બિહાગ, તીનતાલ. )

નહિ છોડું રે બાબા રામનામ,
મેરો ઔર પઢનસો નહિં કામ ( ધ્રુ. )
પ્રહ્લાદ પઢાયે પઢન શાલ,
સંગ સખા બહુ લિયે બાલ;
મોકો કહાં પઢાવત આલ જાલ,
મેરો પટિયાપે લિખયો શ્રી ગોપાલ. ૧

યહ ષંડામર્કે કહ્યો જાય,
　　પ્રહ્‌લાદ બુલાયે બેગધાય;
તું રામ કહનકી છોડ બાન,
　　તૂઝે તુરત છુડાઊં કહો માન. ૨

મોકો કહાં સતાવો બાર બાર,
　　પ્રભુ જલ થલ નભ કીન્હે પહાડ;
એક રામ ન છોડું ગુરુહિ ગાર,
　　મોકો ઘાલ જાર ચાહે માર ડાલ. ૩

કાઢ ખડ્‌ગ કોપ્યો રિસાય,
　　તુઝે રાખનહારો મોહિ બતાય;
પ્રભુ ખંબસે નિકસે હો વિસ્તાર,
　　હરિણ્યાકુશ છેદ્યો નખવિહાર. ૪

શ્રી પરમપુરુષ દેવાધિ દેવ,
　　ભક્ત હેત નરસિંહ ભેખ;
કહે કબીર કાઊ લખે ન પાર,
　　પ્રહ્‌લાદ ઊબારે અનિક બાર. ૫

—કબીર.



## ઇશકા દરબાર.



(ગઝલ.)

દેખ લે નજરોંસે પ્યારે, ઇશકા દરબાર હૈ. ટેક.
ભૂમિ ગલીચા હૈ બીછા, આકાશ તંબુ સુહાવના;
રવિ ચંદ દીપક રોશની, સબ વૃક્ષ બાગ બહાર હૈ–દેખ. ૧
નદીઆં ફુવારે ચલ રહે, પંખા પવન ઝૂલે સદા;
સાગર સરોવર શોભતે, સબ પર્વતોંકી દિવાલ હૈ–દેખ. ૨
ન્યાયકારી આપ ઇશ્વર, જીવલોક સભા ભરી;
રાજા વા રંક સમાનસે, સુનતા સબીકી પુકાર હૈ–દેખ ૩
સ્વર્ગ ભૂમિ ઇનામ સુંદર, નરક જેલ જગા બની;
બ્રહ્માંનંદ મીલે સબીફલ કર્મ કે અનુસાર હૈ–દેખ. ૪

—બ્રહ્માનંદ.



## કમલમુખ રામભજનકું દિયા.



( રાગ—કાફી, ધનાશ્રી. )

રામ ભજનકું દિયા કમલમુખ રામ ભજનકું
દિયા. ( ધ્રુ. )

લખ ચોરાશી ફેરે ફીરકર સુંદર નરતનુ દિયા.
કમલમુખ. ૧

ખાયા, પિયા, સુખસે સોયા, નાહક જમાના ખોયા.
કમલમુખ. ૨

જો મુખ નિશદિન રામનામ નહીં વહાં તુમ કછુ નહીં
કિયા. કમલમુખ. ૩

કહત કબીરા સુન ભાઇ સાધુ, આયા વૈસાહી ગયા.
કમલમુખ. ૪

—કબીર.



## મૈયા મેં તો રામરતનધન પાયો.



( રાગ,—કાફી, ધનાશ્રી )

રામરતન ધન પાયો મૈયા મેં તો રામ—( ધ્રુ. )
સંત સંગત સદ્‌ગુરૂ પ્રતાપસે ભાગ બડો બની આયો;
ખરચ ન ખૂટે વાંકુ ચોર ન લૂટે, દિન દિન હોત
સવાયો. મૈયા ૧

નીર ન ડૂબે વાંકુ અગ્નિ ન જાલે, ધરણી ધરયો ન
સમાયો. મૈયા ૨

નામકો નાવ ભજનકી બતિયાં, ભવસાગરસે તાર્યો.
મૈયા. ૩

મીરાંબાઈ પ્રભુ ગિરિધર શરને, ચરનકમલ ચિત્ત
લાયો. મૈયા ૪

—મીરાંબાઈ.



## આત્મસમર્પણ.



નાથ કૈસે ગજકો બંધ છુડાયો,
એહી અચરજ મોહે પાયો —નાથ.

ગજ ઓર ગ્રાહ લડે જલભીતર,
લડત લડત ગજ હાર્યો;
તીલભર સૂંઢ રહી જલઉપર,
તબ હરનામ પુકાર્યો —નાથ. ૧

છાંડિ પાવડી પયદા ઘોડે,
ગરૂડકું વેગે બોલાયો;

ગજ ડુબત ગજરાજ ઉધાર્યો,
વૈકુંઠધામ પહુંચાયો —નાથ. ૨

જલત અગનમેં પ્રહ્લાદ ઉગાર્યો,
અંગ તાપ નહિ આયો;
થંભ ફોડી હિરણ્યકશ્યપુ માર્યો,
નરસિંહ રૂપ ધરાયો —નાથ. ૩

ભીલડી કે ઓર સુદામા કે તાંદુલ,
રૂચિ રૂચિ ભોગ લગાયો;
દુર્યોધન કા મેવા ત્યાગો,
શાક વિદુર ઘર પાયો —નાથ. ૪

કૌરવપાંડવ યુદ્ધ મચ્યો હે.
કૌરવ કો માર હઠાયો;
ભરી સભામેં લજ્યા રાખી.
દ્રૂપદીકા ચીર પુરાયો —નાથ. ૫

ધન્ય અયોધ્યા ધન્ય હે જનકપુર,
ધન્ય જનની જીન જાયો;
ધન્ય ધન્ય ભાગ રાજા રે જનકકો,
દશરથ સંબંધ પાયો —નાથ. ૬

સાત સખી મીલી મંગલ ગાવે,
રેશમ ગાંઠ ગુંથાયો;
છુટત નહીં સીયાજી કું કંકણ,
કીસબીધ ધનુષ્ય ઉઠાયો —નાથ. ૭
ધનુષ્ય તોડી સીયાજી કું,
પરણે અયોધ્યા કો રાયો;
તુલસીદાસ આશ રઘુવરકી,
ચરણકમલ લીપટાયો —નાથ. ૮
—તુલસીદાસ

## संस्कृत.



मूकं करोति वाचालं पंगुं लंघयते गिरिम् ।
यत्कृपा तमहं वन्दे परमानन्दमाधवम् ॥

(रथोद्धता.)

मंगलं दिशतु मे विनायको
मंगलं दिशतु मे सरस्वती ।
मंगलं दिशतु मे महेश्वरी
मंगलं दिशतु मे सदाशिवः ॥

त्वमेव माता च पिता त्वमेव
त्वमेव बन्धुश्च सखा त्वमेव ।
त्वमेव विद्या द्रविणं त्वमेव
त्वमेव सर्वं ममदेवदेव ॥

कायेन वाचा मनसेन्द्रियैर्वा
बुद्ध्यात्मना वा नुसृत स्वभावात् ।
करोमि यद्यच्छकलं परस्मै
नारायणायैव समर्पयामि ॥

यं ब्रह्मावरुणेन्द्ररुद्रमरुतस्स्तुन्वन्ति दिव्यैस्तवै-
र्वेदैस्सांगपदक्रमोपनिषदैर्गायन्ति यं सामगाः ।
ध्यानावस्थित तद्गतेन मनसा पश्यन्ति यं योगिनो
यस्यान्तं न विदुःसुरासुरगणा देवाय तस्मै नमः ॥

शांताकारं भुजगशयनं पद्मनाभं सुरेशं
विश्वाधारं गगनसदृशं मेघवर्णं शुभांगम् ।
लक्ष्मीकान्तं कमलनयनं योगिभिर्ध्यानगम्यम्
वन्दे विष्णुं भवभयहरं सर्वलोकैकनाथं ॥

असितगिरिसमं स्यात् कज्जलं सिंधुपात्रे
सुरतरुवरशाखा लेखिनी पत्रमुर्वी ।
लिखति यदि गृहीत्वा शारदा सर्वकालं
तदपि तव गुणानामीश पारं न याति ॥

यं शैवास्समुपासते शिव इति ब्रह्मेति वेदान्तिनो
बौद्धा बुद्ध इति प्रमाणपटवः कर्त्तेति नैयायिकाः
अर्हन्नित्यथ जैनशासनरताः कर्मेति मीमांसकाः
सोऽयं नो विदधातु वांछितफलं त्रैलोक्यनाथो हरिः॥

शुक्लां ब्रह्मविचारसारपरमामाद्यां जगद्व्यापिनीम्
वीणापुस्तकधारिणीमभयदां जाड्यान्धकारापहाम् ।
हस्ते स्फाटिकमालिकां विदधतीं पद्मासने संस्थितां
वन्दे तां परमेश्वरीं भगवतीं बुद्धिप्रदां शारदाम् ॥
या कुन्देन्दुतुषारहारधवला या शुभ्रवस्त्रावृता
या वीणा वरदण्डमण्डितकरा या श्वेतपद्मासना ।

या ब्रह्माच्युतशंकरप्रभृतिभिर्देवैः सदा वन्दिता
सा मां पातु सरस्वती भगवती निःशेषजाड्यापहा ॥
गुरुर्ब्रह्मा गुरुर्विष्णुर्गुरुर्देवो महेश्वरः ।
गुरुःसाक्षात्परब्रह्म तस्मै श्री गुरवे नमः ॥

अज्ञानतिमिरान्धस्य ज्ञानाञ्जन शलाकया ।
चक्षुरुन्मिलितं येन तस्मै श्री गुरवे नमः ॥

## रामाष्टकम्

भजे विशेषसुन्दरं समस्त पाप खण्डनम् ।
स्वभक्तचित्तरञ्जनं सदैव राममद्वयम् ॥१॥

जटाकलाप शोभितं समस्त पापनाशकम् ।
स्वभक्तभीतिभंजनं भजे ह राममद्वयम् ॥२॥

निजस्वरूपबोधकं कृपाकरं भवापहम् ।
समं शिवं निरञ्जनं भजे ह राममद्वयम् ॥३॥

सप्रपञ्चकल्पितं     ह्यनामरूपवास्तवम् ।
निराकृतिं निरामयं भजे ह राममद्वयम् ॥४॥
निष्प्रपञ्चनिर्विकल्प निर्मलं निरामयम् ।
चिदेकरूपसंततं भजे ह राममद्वयम् ॥५॥

भवाब्धिपोतरूपकं ह्यशेषदेहकल्पितम् ।
गुणाकरं कृपाकरं भजे ह राममद्वयम् ॥६॥

महावाक्यबोधकैर्विराज्यमान वाक्पदैः ।
परब्रह्म व्यापकं भजे ह राममद्वयम् ॥७॥

शिवप्रदं सुखप्रदं भवाच्छिदं भ्रमापहम् ।
विराज्यमान दैशिकं भजे ह राममद्वयम् ॥८॥

सत्यव्रतं सत्यपरं त्रिसत्ये
सत्यस्य मूलं निहितं च सत्ये ।
सत्यस्य सत्यं ऋतसत्यनेत्रं
सत्यात्मकं त्वां शरणं प्रपद्ये ॥

ॐ

ॐ सहनाववतु सहनौभुनक्तु
सहवीर्यं करवावहै ।
तेजस्वीनावधीतमस्तु
मा विद्विषावहै ॥

ॐ शान्तिः शान्तिः शान्तिः



# ગુણવંતી ગુજરાત.



( રાગ—મ્હાડ )

ગુણવંતી ગુજરાત,
અમારી ગુણવંતી ગુજરાત !
નમીએ નમીએ માત !
અમારી ગુણવંતી ગુજરાત ! (૭૧.)

મોંઘેરા તુજ મણિમંડપમાં,
આ ઝુકી રહ્યાં અમ શીષ;
માત મીઠી તુજ ચરણ પડીને,
માગીએ શુભ આશિષ ! અમારી૦

મીઠી મનોહર વાડી આ તારી,
નંદનવનશી અમોલ;
રસકુલડાં વીણતાં વીણતાં ત્યાં,
કરીએ નિત્ય કલ્લોલ! અમારી૦

સંત મહંત અનંત વિરોની,
વ્હાલી અમારી માત;
જય જય કરવા તારી જગતમાં,
અર્પણ કરીએ જાત ! અમારી૦

ઉંડા ઘોર અરણ્ય વિષે કે,
સુંદર ઉપવન માંય;
દેશ વિદેશ અહોનિશ અંતર,
એકજ ત્હારી છાંય ! અમારી०

સર સરિતા રસભર અમીઝરણાં,
રત્નાકર ભરપૂર;
પુણ્ય ભૂમિ ફુલફૂલ ઝઝુમી,
માત ! રમે અમ ઉર ! અમારી०

હિંદુ, મુસલમિન, પારસી, સર્વે,
માત અમે તુજ બાળ !
અંગ ઉમંગ ભરી નવરંગે,
કરીએ સેવા સહુ કાળ ! અમારી०

ઉર પ્રભાતસમાં અજવાળી,
ટાળી દો અંધાર !
એક સ્વરે સહુ ગગન ગજવતો,
કરીએ જય જયકાર !
અમારી ગુણવંતી ગુજરાત !

—અમરદાર.



## અય માતૃ ભૂમિ તેરે.



( ગઝલ )

અયિ માતૃભૂમિ તેરે ચરણોંમેં શિર નમાઉં;
મેં ભક્તિભેટ અપની, તેરી શરણમેં લાઉં. ટેક.
માથે પે તૂ હો ચંદન, છાતી પે તૂ હો માલા;
જિવ્હા પે ગીત તૂ હો, મેં તેરા નામ ગાઉં. અયિ.
જિસસે સુપૂત ઉપજે, શ્રીરામ કૃષ્ણ જેસે;
ઉસ તેરી ધૂલિકો મેં, નિજ શીષ પે ચઢાઉં. અયિ.
માની સમુદ્ર જિસકી, ધૂલિકા પાન કરકે;
કરતા હૈ માન તેરે, ઉસ પૈરકો મનાઉં. અયિ.
વે દેશ માનવાલે, ચઢકર ઉતર ગયે સબ;
ગોરે રહે ન કાલે, તુઝકો હી એક પાઉં. અયિ.
સેવામેં તેરી સારે, ભેદોં કો ભૂલ જાઉં;
વહ પુણ્ય નામ તેરા, પ્રતિદિન સુનૂં સુનાઉં. અયિ.
તેરે હી કામ આઉં, તેરાહી મંત્ર ગાઉં;
મન ઔર દેહ તુઝ પર, બલિદાન મેં ચઢાઉં. અયિ.

—ઇન્દ્ર.



# મંત્ર વંદે માતરમ્.



( હરિગીત. )

શુદ્ધ સુંદર અતિ મનોહર મંત્ર વંદે માતરમ્;
મૃદુલ સુખકર દુઃખહારી મંત્ર વંદે માતરમ્.
મંત્ર યહ હૈ તંત્ર યહ હૈ જંત્ર વંદે માતરમ્;
સિદ્ધિદાયક બુદ્ધિદાયક એક વંદે માતરમ્.
ઓજમય બલકાંતિમય સુખ શાંતિ વંદે માતરમ્;
મતિ પ્રદાયક અતિ સહાયક મંત્ર વંદે માતરમ્.
હરઘડી હરબાર હો હરનામ વંદે માતરમ્;
હરદમ હમેશાં બોલીએ ગુરૂમંત્ર વંદે માતરમ્;
જપીએ નિરંતર શુદ્ધ મનસે મંત્ર વંદે માતરમ્;
સોતે સમય ખાતે સમય કલગાન વંદે માતરમ્.
આઠાં પ્રહર દિલમેં રહે મૃદુ તાન વંદે માતરમ્;
મુખસે હૃદયસે રાતદિન હો જાપ વંદે માતરમ્.
તેગસે શિર ભી કટે ભૂલો ન વંદે માતરમ્;
મ્હોત કી ઘડીયાં ગુંજા દો નાદ વંદે માતરમ્;
જેલમેં હો તો જપો શુભ જાપ વંદે માતરમ્;
બેડીયાં ઝંકાર દે શુભ તાન વંદે માતરમ્.

બંદુક ગોલી તોપ કી હૈ આડ વંદે માતરમ્;
તેગ બરછી કે લિયે હૈ ઢાલ વંદે માતરમ્;
કર્ણકા દઢ કવચ હૈ એક શબ્દ વંદે માતરમ્;
વિશ્વ વિજયી શત્રુ વિજયી મંત્ર વંદે માતરમ્;

—રાષ્ટ્ર ગીતમાંથી.



## જય જય ગરવી ગુજરાત !



જય જય ગરવી ગુજરાત !
જય જય ગરવી ગુજરાત !
દીપે અરૂણું પરભાત.

ધ્વજ પ્રકાશશે ઝળળળ કસુમ્બી, પ્રેમશૌર્ય અંકિત;
તું ભણુવ ભણુવ નિજ સંતતિ સઉને, પ્રેમભક્તિની રીત—

ઉંચી તુજ સુન્દર જાત,
જય જય ગરવી ગુજરાત ૧

ઉત્તરમાં અમ્બા માત,
પૂરવમાં કાળી માત;

છે દક્ષિણ દિશામાં કરન્ત રક્ષા, કુન્તેશ્વર મહાદેવ;
ને સોમનાથ ને દ્વારકેશ એ, પશ્ચિમ કેરા દેવ—

છે સહાયમાં સાક્ષાત,
જય જય ગરવી ગુજરાત! ૨

નદી તાપી નર્મદા જોય,
મહી ને બીજી પણ જોય;

વળી જોય સુભટના જુદ્ધરમણ ને રત્નાગર સાગર
પર્વત ઉપરથી વીર પૂર્વજો, દે આશિષ જયકર—

સંપે સોહે સૌ જાત;
જય જય ગરવી ગુજરાત! ૩

તે અણહિલવાડના રંગ
તે સિદ્ધરાજ જયસંગ

તે રંગ થકી પણ અધિક સરસ રંગ, થશે સત્વરે માત,
શુભ શકુન દિસે મધ્યાન્હ શોભશે, વીતી ગઇ છે રાત—

જન ઘુમે નર્મદા સાથ;
જય જય ગરવી ગુજરાત! ૪



# બન્દે માતરમ્

❧

(રાગ ઝંગીય કાફી, દીપચંદી.)

બન્દે માતરમ્.

સુજલામ્ સુફલામ્ મલયજ શીતલામ્
શસ્ય શ્યામલામ્ માતરમ્ !

બન્દે માતરમ્.

શુભ્ર જ્યોત્સ્ના પુલકિત યામિનીમ્
ફુલ કુસુમિત-દ્રુમદલ શોભિનીમ્
સુહાસિનીમ્ સુમધુર ભાષિણીમ્
સુખદામ્ વરદામ્ માતરમ્

બન્દે માતરમ્.

ત્રિંશકોટિ કંઠ-કલકલ નિનાદ-કરાલે
દ્વિત્રિંશકોટિ ભુજૈર્ધૃત ખર કરવાલે
કે બોલે મા તુમિ અબલે ?
બહુબલ ધારિણીમ્ નમામિ તારિણીમ્
રિપુદલ વારિણીમ્ માતરમ્

વન્દે માતરમ્.

મળવાનાં ઠેકાણાં-

ગોવિંદરામ બાળાશંકર ઠાકર
નવી ગુજરાતીશાળા
દોલતખાના—અમદાવાદ.

ચંદુલાલ કાશીરામ દવે
વનિતા વિશ્રામ મહિલા વિદ્યાલય
ખાડીઆ—અમદાવાદ